॥ श्री दुर्गा प्रसन्नास्तु ॥

શક્તિ ગ્રંથમાળા : વર્ષ ચોથું.

# શ્રી દેવાંશી દુર્ગા દેવી



પ્રકાશક

श्री शक्ति साहित्य मंदिर—नडिआद.

॥ श्री दुर्गा प्रसन्नास्तु ॥

શકિત ગ્રંથમાળા :
ક્રમાંક ગ્રંથ ૧૧

વર્ષ ચોથું
પુસ્તક ૩ જું

# શ્રી દેવાંશી દુર્ગાદેવી

લેખક :
કેશવલાલ ભવાનીશંકર પંડયા.



શ્રી શકિત સાહિત્ય મંદિર—નડિઆદ.

ન્યોછાવર મૂલ્ય : આઠ આના પો. ખ. જુદું.

પ્રકાશક :

**શ્રી શક્તિ સાહિત્ય મંદિર–નડિઆદ.**

તરફથી

**કેશવલાલ ભવાનીશંકર પંડ્યા.**

**સ્ટેશનરોડ, નડિઆદ.**





પ્રથમાવૃત્તિ — પોષ સુદ ૧૫

પ્રત ૭૫૦ — સં. ૧૯૯૬



મુદ્રક :
કેશવલાલ ભવાનીશંકર
પંડ્યા.

મુદ્રણસ્થાન :
શ્રી શક્તિ મુદ્રણાલય,
સ્ટેશનરોડ–નડિઆદ.

# -:- બે બોલ -:-



ગ્રંથમાળાના ચોથા વર્ષનું આ ત્રીજું પુસ્તક ભગવતીની દયાથી જ તેના બાલુડાના કરકમળમાં સમર્પાય છે. આ પુસ્તક ગયા વર્ષના 'શકિતવિજય' સાથે સંબંધ ધરાવતું હોવા છતાંયે તેનો સંબંધ સ્વતંત્ર રાખેલ છે છતાં પણ પ્રથમ શકિતવિજયના વાંચન બાદ આ પુસ્તક વાંચતાં વાંચકોને કંઇક વધુ અનુકૂળ થઇ પડશે.

ભગવતીની લીલા ન્યારી છે તેને કળી શકવાને જ્યાં દેવો સમર્થ ન હોય ત્યાં આપણે માનવો તો કયાંથી કળી શકીએ? છતાં પણ તેના ભકતદ્વારા તેની લીલા કંઇક અંશે સમજી શકવાનો આ પુસ્તકમાં પ્રયાસ આદરેલ છે.

*

ગ્રંથમાળાના સાહિત્ય વાંચનમાં આ વર્ષે વધારો કરવાની વર્ષની શરૂઆતમાં ઉમેદ હતી પરંતુ ચાલુ લડાઇની મોંઘવારીને અંગે કાગળોના ત્રણ-ચાર ગણા ભાવ વધી જવાથી તે ઉમેદ પૂર્ણ રીતે સફળ થઈ શકે તેમ નથી તો વાંચક બંધુ-બ્હેનો ક્ષમા કરશે.

ચાલુ વર્ષના ચાર પ્રકાશનોમાંથી બે પુસ્તક અપાઇ ચૂકયાં છે ને આ ત્રીજુ પુસ્તક આપતાં હવે જે પુસ્તક ચોથું **શકિતકથા** બાકી રહેલ છે તે **ફાગણ સુદી પૂર્ણિમાએ** પ્રગટ થશે. તે ચોથા પુસ્તક સમયે ગ્રંથમાળાનું લવાજમ પણ પૂર્ણ થશે.

ગ્રંથમાળાના ગ્રાહકોની વૃદ્ધિ થતાં તેનાં પ્રકાશનોના વાંચન-પાનમાં પણ વૃદ્ધિ થઇ શકે તેમ છે તો સર્વ માઇ બંધુ-બ્હેનો યથાશકિત તેની ગ્રાહક સંખ્યામાં વધારો કરવા પ્રયત્ન આદરે એજ પ્રાર્થના.

માઇભકત ચરણરજ

**કેશવ**

# અનુક્રમ







# શ્રી શક્તિ સાહિત્ય મંદિરની પ્રવૃત્તિઓ

: ધ્યેય-ઇશ્વર પ્રત્યેની મા-ભાવનાનો ભકિત પ્રચાર :

:: સાહિત્ય પ્રવૃત્તિ ::

**૧ શકિત "ગ્રંથમાળા"**

- આ માળાનું વર્ષ શ્રાવણ સુદ ૧૫ થી શરૂ થાય છે.
- પુસ્તકોદ્વારા ભકિતરસનું વાંચન મળે છે.
- વા. લવાજમ: રૂ. ૧) પો. ખ. સાથે.
- લવાજમ પ્રથમ પુસ્તક સમયે જ લેવામાં આવે છે.

**૨ "શકિત" માસિક:**

- પ્રત્યેક માસની પૂર્ણિમાએ માસિક-પત્ર પ્રકટ થાય છે.
- વર્ષ આસો સુદ ૧૫ થી ભાદરવા સુદ ૧૫ નું ગણાય છે.
- વાર્ષિક લવાજમ: રૂ. ૨) પો. ખ. સાથે.
- ચૈત્ર માસમાં દળદાર ખાસ અંક આપવામાં આવે છે.

**૩ શકિત "પુસ્તકમાળા:"**

- વર્ષમાં ગમે ત્યારે છૂટક પુસ્તક પ્રગટ થાય છે.
- અગાઉથી ગ્રાહક થનારને ઓછી કિંમતે મળે છે.

**૪ શકિત "પુષ્પમાળા:"**

- મંદિરના વર્ષ સાથે શ્રાવણથી જ વર્ષ ગણાય છે.
- વિના મૂલ્યે નાનાં પુસ્તકો વહેંચવામાં આવે છે.

**૫ શકિત "પુસ્તકાલય:"**

- આ વિભાગદ્વારા શકિત સાહિત્યનાં બીજાએ પ્રગટ કરેલાં પુસ્તકો મંદિરની ઑફીસે છૂટક કિંમતેથી વેચવામાં આવે છે.

:: અન્ય પ્રવૃત્તિ ::

મા-મંદિર — માઇ મંત્ર મહાયજ્ઞ

**શ્રી શકિત સાહિત્ય મંદિર સ્ટેશનરોડ-નડિઆદ.**

પ્રત્યેક માસની પૂર્ણિમાએ પ્રગટ થતું, સમસ્ત શક્તિ-જગતમાં પૂર્ણ પસંદગી પામેલું, એકલું અજોડ સચિત્ર

વર્ષ ચોથું
આસોથી શરૂ

# શક્તિ

માસિક-પત્ર

'શક્તિ' એટલે શું? તે તેનું નામજ બોલી ઉઠે છે.
'શક્તિ' 'મા'નું માસિક છે ને તે 'મા' ચલાવે છે.
'શક્તિ'માં 'મા'ની ભક્તિનુંજ સાહિત્ય આવે છે.
'શક્તિ'નો ચૈત્ર માસમાં એક ખાસ અંક નીકળે છે.

નમુનાનો અંક મફત
વાર્ષિક લવાજમ રૂ. ૨) પો. ખ. સાથે.
**સહાયક લવાજમ રૂ. ૫)**

---

ભગવતી-ભક્તિરસનું સુંદર વાંચન અર્પતી

# શક્તિ ગ્રંથમાળા

વા. લવાજમ રૂ. ૧) પો. ખ. સાથે
:: ચાલુ ચોથા વર્ષનાં ચાર પુસ્તકો ભેટ ::

**(૧) માનો મહિમા** ભા. ૨  **(૨) શક્તિ મહિમ્ન**
**(૩) દુર્ગાદેવી** (આજ પુસ્તક)  **(૪) શક્તિ કથા**

**શ્રી શક્તિ સાહિત્ય મંદિર—નડિઆદ.**

॥ ह्रीं नमोदुर्गायै ॥

# ॥ श्री देवांशी दुर्गादेवी ॥



दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः ।
स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि ॥
दारिद्र्यदुःख भयहारिणि का त्वदन्या ।
सर्वोपकारकरणाय सदार्द्र चित्ता ॥

"હે દુર્ગા! સંકટ સમયે આપનું જે સ્મરણ કરે છે તે સર્વ પ્રાણી માત્રની અશેષ ભીતિનું તમે હરણ કરો છો અને દુર્ગતિમાં પડેલા મનુષ્યોમાંના જેઓ સ્વસ્થ ચિત્તે તમારૂં સ્મરણ કરે છે, તેને તમે અત્યંત શુભ બુદ્ધિ આપો છો. શરણે આવેલાનાં દારિદ્ર્ય, સંકટ અને ભય હરનાર, સર્વપર ઉપકાર કરનાર, દયાર્દ્ર ચિત્તવાળાં હે દેવી! તમારા જેવું બીજું કોઇજ નથી."



રાણા પ્રતાપની અધિષ્ઠાત્રી દેવી દુર્ગા

# પ્રકરણ ૧ લું

## નૈવેદ્ય

પ્રેમ વિનાનાં પકવાનો માને પીરસો તોયે શું?
ભાવ વિનાની ભક્તિ કરો કે ના કરો તોયે શું?
ભાવ ભૂખી છે ભગવતિ માઈ સેવક કાજે સદા સુખદાઈ!
અંતરને ઉમળકે આવે ધાઇ માનો જગમાં છે તે માઇ!

× × ×

પ્રેમનો પંથ ન્યારો છે. મીરાં, નરસિંહ, વલ્લભભટ્ટ, ચંદુરામ, એ સર્વ માઇના પ્રેમ ભૂખ્યાં બાલુડાં હતાં. પ્રેમને પંથે પડી તેમણે આપણુને માટે દિવ્ય રાહનું દર્શન કરાવ્યું છે. પ્રેમના પ્રકારે કેટલા? કોઇ કેવળ મુખથી માઇ! માઇ કહે તો કેવળ તેના રંગમાં રંગાઇ દુનિયાના રંગોમાં અનોખી ભાત પાડે! કોઇ તેના નામ પર ધન આપીને બેસી રહે તો કોઇ તનથી સેવા કરે! જેઓ ધન અને તનથી સેવા કરી શકે તેવા ન હોય તેઓ મનથી માઇ–કાર્ય કરે તો કોઈ બીરલાં માઇ પ્રેમી બાલુડાં, માઇએ આપેલું સમસ્ત જીવન તેના કાર્ય માટે સમર્પી દે. મા

સતયુગમાં ધ્યાનથી મળતી હતી. ત્રેતામાં યજ્ઞથી મળતી હતી, દ્વાપરમાં જ્યારે તે સેવાથી મળતી હતી ત્યારે આ ઘોર કળીકાળમાં તો કેવળ તેના પ્રેમભર્યા કીર્તનથીજ મળી શકે છે. થોડાંકજ વર્ષોપર પૂ. સ્વામી શ્રી રામકૃષ્ણ પરમહંસ, તેમજ અનેક મહાપુરુષોને મા મળી ચૂકી છે ને તેમનાં દિવ્ય જીવનો દર્પણ સમાં આપણી સમક્ષ ખડાં છે, છતાંયે આપણાં ચર્મચક્ષુ કયાં ઉઘડે છે? શાસ્ત્રકારો પણ કહી ચૂકયા છે કે 'कलौ चण्डी विनायकौ' કલિયુગમાં દુર્ગામાઇની ઉપાસના મુખ્ય માનવામાં આવી છે. અર્થાત્ કલિયુગમાં ઈશ્વરની ઉપાસના માતા–પુત્રના સંબંધ જેવી સહેલી સાધ્ય રહેશે. આવો સ્પષ્ટ ખુલાસો હોવા છતાંયે જ્યારે એ જગજનની માઇ પ્રત્યે આપણા હૃદયમાં–પ્રેમભાવ ન ઉદ્ભવે તો પછી એટલાં આપણાં કમભાગ્યજને! આજે માઈ તેના બાળકો પાસે નથી માગતી તપશ્ચર્યા કે નથી માગતી ધ્યાન-યોગની સાધના તે તો કેવળ પ્રેમની ભૂખી છે. માતા બાળક પ્રત્યે પ્રેમ કરી રહી છે. છતાં જગતની રમને ચડેલો બાળક માઈ પ્રેમને ભૂલી ગયો છે. તત્વવેત્તાઓ ભલે કહ્યા કરે કે જ્ઞાન સિવાય ભકિત થઈ શકતી નથી. પરંતુ સંશય રહિત માનજો કે. કેવળ શ્રદ્ધા અને ભાવથીજ માઇની ભકિત પ્રાપ્ત થઈ શકે છે. જ્ઞાન સિવાય ભકિત નથી થતી તેવો સિદ્ધાંત માઇના પ્રેમીજનો માટે નથી. પ્રેમસ્વરૂપ નિર્મળ ભકિતનો પૂર્ણ ઉદય થતાં

જ્ઞાન તો એક બાજુએજ રહી જાય છે. પ્રેમી અને પ્રેમાસ્પદ બંને એક થઇ જાય છે.

જેમ મીઠાઇ શબ્દ સાંભળવાથી કે કહેવાથી તેનો સ્વાદ જણાતો નથી તેમ ભાવ વિનાની ભકિત કરવાથી કશો અર્થ સરતો નથી. કેવળ શબ્દજ્ઞાન કશા કામનું નથી. મા તો કેવળ ભાવનીજ ભૂખી છે. સુદામાનાં તાંદુલ, શવરીનાં બોર, કરમાનો ખીચડો પ્રભુએ આરોગ્યો તે તેના ભાવને લીધેજ ! ભકત જે સમયે ભાવથી માને નૈવેદ્ય ધરાવે છે તે સમયે તેના અંતરનો ઉમળકો, તેના હૃદયની ભાવના એજ હોય છે કે 'મારી મા જમી રહી છે.' ભલે અન્ય જનો માનતા હોય કે મૂર્તિ તે વળી જમતી હશે? પરંતુ મૂર્તિમાં વીરાજીત થયેલી માઈ, ભકતનો ભાવ જમી રહેલી હોય છે તેનો ખ્યાલ ચર્મચક્ષુવાળાઓને કયાંથી હોય ?

\+ \+ \+

" મા ! સો સો જન્મથી તને જોતી આવી છું; પરંતુ આંખ ભરીને મેં તને ન જોઇ ! હૃદય મન્દિરમાં તારી મનોહર મૂર્તિ બીરાજી રહી છે પરંતુ હું અભાગિણી મારાજ હૃદયનાં દ્વાર ખોલીને મિલન–મન્દિરમાં પ્રવેશ ન કરી શકી ! તું સામે બેઠી છું છતાં મારી આંખ ખૂલતીજ નથી. મા ! બોલ એક વાર બોલ ! મા તું ભાવની ભૂખી છું તો તારી આ રંક બાળકીએ ધરેલ નૈવેદ્ય એક વાર

તો જમ. મા ! શું તું મારા પર આટલી દયા પણ નહિ કરે ? મા ! મા ! મા ! દયા કર, દયા કર.”

દુર્ગાગઢના રાજમહેલમાં મહારાણી પ્રતાપબા પોતાના નિત્ય નિયમ પ્રમાણે જગદંબા દુર્ગાદેવીની પૂજા કરી રહ્યા બાદ માને નૈવેદ્ય ધરાવી રહી હતી. તેની ઉત્કંઠા માત્ર એટલીજ હતી કે ‘મારી માને ધરાવેલ નૈવેદ્ય તે કેમ ન જમે ?’ પોતાની જ્ઞાન બુદ્ધિને બાજુએ મૂકી ભાવભીની ભકિતને પંથે પડેલી આ હઠીલી રાણી પોતાના ધ્યેયમાં મક્કમ રહી રોજ જગદંબાને જમવા માટે પ્રાર્થતી, પરંતુ કલાકોના કલાક વીત્યા છતાંયે જ્યારે થાળમાંનું નૈવેદ્ય પોતે એમને એમ જોતી ત્યારે જાણે આખું જીવન હારી ચૂકી હોય તેમ નીસાસો નાખી ઉઠતી અને પોતે પણ તે દિવસે અપવાસ કરતી.

પ્રતાપે પોતાના દઢાગ્રહમાં આમ વીસ દિવસ વીતાવી નાખ્યા. આજનો ઉપવાસ તેનો એકવીસમો હતો, દિવસે દિવસે તેનો દઢાગ્રહ પણ વધતો હતો. વીસ વીસ દિવસ ફક્ત જળપર વીતાવ્યા છતાંયે તેના શરીરમાં નહોતી અશકિત કે નહોતી નાહિંમતની નિશાની ! ભકતનો દઢાગ્રહ જોઇ શું ભગવતી દોડતી ન આવે !

પ્રાર્થના કરતાં કરતાં પ્રતાપનો કંઠ રૂંધાઇ ગયો હતો. આજ તો તેણી નિશ્ચય કરીનેજ બેઠી હતી કે ‘મા જમે તોજ અહીંથી ઉઠવું.’ તેના પુલકિત હૃદયનાં પ્રેમાશ્રુ માને

વિનવી વિનવીને થાકયાં. નેત્રો ઢળી પડયાં. અચાનક રીતે હૃદયે શાંતિ છવાઇ ગઇ! થોડીક પળો વીતી ત્યાં તો પૂજા-ખંડમાં અજબ પ્રકાશ ફેલાયો. મંદ મંદ મીઠી મધુરી સુવાસથી આખોયે ખંડ મઘમઘી ઉઠયો. પ્રતાપના હૃદયમાં અનેરો આનંદ છવાઈ ગયો. તેનો આત્મા અંદરથી બોલી ઉઠયો કે, 'મા પધાર્યાં અને જમવા બેઠાં.' નેત્રો ખોલવાની ઇચ્છા થતાં પણ તે ઉઘાડી ન શકી. બે ચાર મીનીટો પસાર થઇ ન થઇ ત્યાં તો હાથ ધોતાં થાળીમાં પાણી પડવાનો અવાજ સંભળાયો. માતૃદર્શન માટે પ્રતાપનું હૈયું અધીરૂં બન્યું, 'શું મા જમીને ચાલી જશે!' આવી શંકા થઇ ન થઇ ત્યાં નેત્ર પડળ ખૂલ્યાં ને જે દૃશ્ય નિહાળ્યું તે જોતાંજ પ્રતાપ ચમકી ઉઠી આશ્ચર્ય-ચકિત બોલી: "કોણ દુર્ગા?"

"હા માતા, હું દુર્ગા!" જમનાર વ્યકિત બોલી ઉઠી.

"શું! માનું નૈવેદ્ય તું જમી ગઇ?"

"હા, મા. તે મારૂં હતું ને હું જમી."

"તારૂં કયાંથી? ભાન નહોતું કે મેં તે માતા-દુર્ગાને ધરાવવા મૂકેલ હતું. દુષ્ટા! તેં આ શું કર્યું?" આમ કહેતાં ક્રોધાવેશમાં આવી જઇને પ્રતાપે જમનારને એક સખત તમાચો લગાવી દીધો. જમનારને તમાચો પડતાંજ સામેની દુર્ગા મૂર્તિના ગાલપ્રદેશપર લગાવેલ રત્ન ખણખણ કરતું નીચે પડયું. પરંતુ ક્રોધને વશ થયેલા જીવાત્મા

છતી આંખે આંધળો બની જાય છે જેથી પ્રતાપનું ધ્યાન તે તરફ ન ગયું. તેણી તો આજે જાણે પોતાનું આખું જીવન હારી ચૂકી હોય તેમ અનુભવવા લાગી. વીસ વીસ દિવસોના અપવાસ ખેંચેલા છતાં માને મૂકેલ નૈવેદ્ય પોતાનું સંતાન જમી જાય પછી પ્રતાપને ક્રોધજ થાયને? તમાચો પડતાં જમનાર દુર્ગા રડતી રડતી પૂજાખંડની બહાર નીકળી. તેના જવાની સાથેજ વીજળીના ઝબકારા જેવો પ્રકાશ ફેલાઈ અલીપ્ત થઈ ગયો. 'આ શું બન્યું!' તેના વિચારમાં ને વિચારમાં પ્રતાપ દિંગમૂઢ જેવી બેસી રહી. થોડીવારે ક્રોધ શાંત થતાં વળી પાછી માને પ્રાર્થવા લાગી. "મા! શું તેં છેવટે મારી આવીજ કસોટી કરી? તને મૂકેલ નૈવેદ્ય મારી પુત્રી પાસે લેવરાવી તારે મને છેતરવી હતી? શું આવી રીતે તારે મારા અપવાસ છોડવવા હતા? તું જગતની માતા બની આવી છેતરપંડી કરીશ, તે મેં નહોતું ધાર્યું! મા! ભલે તેં તેમ કર્યું પરંતુ હું તો આજે પણ ભોજન નહિજ લઉં. જયારે તું મારા હસ્તક નૈવેદ્ય જમીશ ત્યારેજ હવે હું જમવાની. ભલેને મારો આ દેહ તારા ચરણમાં પડી જાય!" આમ દૃઢ પ્રતિજ્ઞા કરી પ્રતાપ પૂજાખંડમાંથી બહાર નીકળી.

માના પૂજા કાર્યમાંથી નિવૃત્ત થયા બાદ પતિની પૂજા કરવાની પોતાની નિત્યની પ્રણાલિકા પ્રમાણે પ્રતાપ દિવાન-ખાનામાં બેઠેલ પોતાના પતિ પાસે ગઈ.

પત્નીને નિહાળતાંજ પતિએ પ્રશ્ન કર્યો, "કેમ ! આજે તમારી મનોભાવના સફળ થઇ કે નહિ ?"

" ક્યાંથી થાય ! જે ગૃહમાં પિતા–પુત્રી મારા ધર્મ-કાર્યમાં છળકપટ રમી રહ્યાં હોય પછી તેવી આશા ક્યાંથી રખાય ?"

" દેવી ! તમે આજે આ શું બોલો છો ? શું નિરાશા મળતાં ચિત્તની સ્થિરતા તો નથી ગુમાવી બેઠાં ને ?" પતિએ અધીરાઇથી ઉલટો પ્રશ્ન કર્યો.

"નાથ ! આપને યોગ્ય લાગે તે ખરૂં. પરંતુ મને નહોતી ખબર કે મને ખવડાવવા માટે આપ બંને આવું છળકપટ કરશો. જો આપે એમને એમ મારા ટેકને મૂકી દેવા દર્શાવ્યું હોત તો પણ આપની આજ્ઞા હું શિરો-માન્ય કરત. એટલો તો મને ખ્યાલ છે કે પતિની અનિ-ચ્છાએ કરેલ ધર્મકાર્ય પણ બાધક નીવડે છે." આમ બોલી નિસાસો નાખતાં પ્રતાપે પતિના ચરણ પાસે નીચે સ્થાન લીધું.

પિતા અને પુત્રી પ્રતાપના આ શબ્દોથી આશ્ચર્ય પામ્યાં. શેનું છળકપટ ? અને આ બધી શી ગુંચવાડા ભરેલી વાત છે તે સમજી ન શક્યાં. સમજુ પુત્રી વચ્ચે બોલી ઉઠી; "બા ! તું શું કહી રહી છે તે હું તો સમજી શકતીજ નથી."

"તું ડાહી શી રીતે સમજે ? છાની માની આવીને નૈવેદ્ય ખાઈ ગઈ ! ને ઉપરથી પાછી શાણી બને છે કેમ?"

"બા ! બા ! આ તું શું બોલે છે ? હું તો ગુરુજી પાસેથી ઉઠીને હમણાંજ મારા પિતા પાસે આવી છું અને નૈવેદ્ય ખાઈ જવાની વાત શી કરે છે ? "

પુત્રીના સત્ય શબ્દો સાંભળતાં પ્રતાપ આશ્ચર્ય પામી છતાં શંકીત હૃદયે પુનઃ પ્રશ્ન કર્યો; "શું તું મારા પૂજા-ખંડમાં આવીજ નથી ? "

"ના, બા, ના. મારા વચન પર વિશ્વાસ ન રાખતી હોય તો લાવ હું ગુરુજીને અત્રે બોલાવી લાવું." આમ કહી પુત્રી પાસેના ખંડમાં તેના ગુરૂજીને બોલાવા ગઈ. તેના ગયા બાદ પતિ પત્ની સ્તબ્ધ બેસી રહ્યાં. એક બીજાના હૃદયભાવ જાણુવા તેમનો આત્મા પોત પોતાના અંતરને પૂછી રહ્યો છે. હજુ કોઈનું મૌન તૂટયું નથી ત્યાં તો કુંવરી ગુરુજી સહ આવી પહોંચી. પતિ પત્નીએ ગુરુ-જીને આવતા જોઇ તેમનો સત્કાર કર્યો. આસન પર બીરાજીત થયા પછી કોઇ બોલે તે પહેલાંજ ગુરુજી બોલી ઉઠયા: "મહારાણી ! આપનું હૃદય શંકાશીલ છે તેનું કારણ આપનાં ચર્મચક્ષુએ આપને ધોકો આપેલ છે. ભગ-વતી–દુર્ગાનાં દર્શન માટે દિવ્યચક્ષુઓ જોઇએ છીએ. કુંવરી તો મારી પાસેજ અભ્યાસ કરતી હતી ને તે તેના પિતાજી પાસે હમણાંજ આવી છે. તમારા પૂજા-

ખંડમાં આવીને જેણે નૈવેદ્ય લીધું તે અન્ય કોઈ નહિ; પરંતુ જગતજનની જગદંબા દુર્ગામાતાજ આપની પુત્રીના સ્વરૂપમાં પધારી હતી."

"શું એ દુર્ગામાતા હતી ?" રાણીએ અધિરાઈથી પ્રશ્ન કર્યો.

"હા, હા. તે દુર્ગામાતાજ હતી. આપની પુત્રી દુર્ગાના અંશ સ્વરૂપે છે તે તો આપ સારી રીતે જાણો છો પછી આપની મનોભાવના તેના સ્વરૂપમાંજ તેણે પૂર્ણ કરી. જગદંબાનો સાક્ષાત્કાર તેના ભકતજનોને તુર્ત નથી થતો. પ્રથમ તો તે જ્યોતિ સ્વરૂપે દર્શન આપે છે, પછી ધ્યાનની મૂર્તિ પ્રમાણે છાયા રૂપે અને ત્યારબાદ સ્થૂલ રૂપે એટલે અન્ય માનવ સ્વરૂપે દર્શન આપે છે. તે સમયે જો સાધક ભગવતીને ઓળખી લઇ તેનાં ચર્ણ-કમલને પકડી લે તોજ તે પૂર્ણ સ્વરૂપે દર્શન આપે છે. ભગવતીની ઓળખ જ્ઞાનચક્ષુથી તેની પૂર્ણ કૃપા હોય તોજ થાય છે. આપની મનોવાંચ્છના કેવળ નૈવેદ્ય જમાડવાની હતી, દર્શનની નહોતી ! મૂર્તિને પ્રત્યક્ષ રીતે નૈવેદ્ય જમાડવું તે એક પ્રકારની સિદ્ધિ છે. સિદ્ધિ મેળવવામાં રહેતાં મા–ભગવતી કદી મળતી નથી."

ગુરુજીનાં સચોટ અર્થસૂચક શબ્દબાણોથી રાણી પ્રતા-પબાનું ભાવભીનું ભકતહૃદય વિંધાઇ ગયું. તેમને વધુ દીલગીરી તો એ થવા લાગી કે, 'મેં મુર્ખીએ માને તમાચ

લગાવી એ કેટલું મહાપાપ કર્યું ?" પશ્ચાત્તાપનાં હૃદયાશ્રુ સરી પડયાં. રાણીની આંખમાં અશ્રુ જોતાં ગુરુજી તેના હૃદયની મનોવ્યથા સમજી ગયા. આશ્વાસન દેતા તેઓ બોલ્યા; "મહારાણી! આપનાં અશ્રુનું કારણ હું સમજી ચૂકયો છું તેમાં ખેદ કરવાની આવશ્યકતા નથી. જે કાળે જીવાત્માને ક્રોધ થાય છે ત્યારે તે પોતાના આત્મા પરનો કાબુ ગુમાવી બેસે છે. ભકતજનોને ક્રોધ કરવો એ ઠીકજ નથી. આપે માને તમાચો લગાવ્યો છતાં મા આપના પર તો પ્રેમભરી દૃષ્ટિએજ નિહાળી રહી છે. મા બાળક પર કદી ક્રોધ કરતી નથી. ઉલટી તે બાળકની મૂર્ખાઈપર હસે છે. આપને ખાત્રી કરવી હોય તો ચાલો આપના પૂજાખંડમાં."

ગુરુદેવની આજ્ઞા થતાં ચારે જણ પ્રતાપબાના પૂજાખંડમાં આવ્યાં. સૌએ ભગવતી દુર્ગાનાં દર્શન કર્યાં. ગુરુદેવ અને કુંવરી સિવાય રાજા રાણી આશ્ચર્ય પામતાં બોલી ઉઠયાં; "આ શું ! માની આંખમાં આંસુ શેનાં ?"

"એ અશ્રુ દીલગીરીનાં નથી પરંતુ હર્ષનાં છે. જુઓ, જુઓ, મા હસી રહી છે !" ગુરુજીએ મૂર્તિના મુખારવિંદ તરફ દૃષ્ટિપાત કરી હસતાં હસતાં જણાવ્યું.

ખરેખર બન્યું પણ તેમજ. ગુરુજીના હસવાની સાથે મૂર્તિનું મુખારવિંદ ખડખડાટ કરતું હસી રહ્યું ને તે અવાજ પણ બધાંએ સાંભળ્યો. વધુમાં મૂર્તિના ગાલ પ્રદેશ પરનું રત્ન જે નીચે પડી ગયેલું હતું તે બતાવતાં ગુરુજી બોલ્યા;

"જુઓ, રાણીજી ! આપે માને તમાચ લગાવ્યો તે વખતે આ રત્ન પણ નીચે પડી ગયેલ છે ! "

આશ્ચર્યસક રાણી બોલી ઉઠી; "શી માની લીલા છે? મારા અજ્ઞાનરૂપી અંધકારનો પડદો આજે માએ દૂર કર્યો. મા! તારા ખરા સ્વરૂપને આજેજ હું ઓળખી શકી. હે મહેશ્વરી મહંમાયા દુર્ગા ! તારાં પતિત પાવન અદ્ધમોદ્ધારક દિવ્ય દર્શન મેળવવાને બદલે ખોટી હઠમાંજ મ્હેં આજ સુધી મારૂં જીવન વ્યતિત કર્યું. ઓ દયાળી ! તું હવે મારા ઉન્માદિની મનની ઉર્મિઓ તરફ લક્ષ ન આપતાં તારી બાળકીને તારી ભકિતમાં નિષ્કામ ભાવે દઢ બનાવી તારાં દિવ્ય દર્શન આપજે."

પ્રાર્થના કર્યા બાદ ચારે જણુ ભોજનગૃહમાં ગયાં અને ગુરુદેવની આજ્ઞાથી રાણીએ આજે ભોજન પણ લીધું આજનો દિવસ તેને માટે પછીથી પરમ અનંદનો ગયો. ભકતના હ્રદયની મુંઝવણ દૂર કરવા રાત્રે ભગવતીએ રાણીને સ્વપ્ન દ્વારા દર્શન આપી દર્શાવ્યું કે, "મૂર્ખી ! તારી ઇચ્છાથી તારી સન્મુખ બેસીને હુંજ જમી ગઈ હતી. તેં મને ધોલ મારી છતાં મને તારા પર ઉલટો વિશેષ પ્રેમ થયો છે. બેટા ! તારી મનોભાવના મારા સ્વ સ્વરૂપનાં દર્શનની છે તે તારી પુત્રી દ્વારા એક દિવસ અવશ્ય ફળશે."

પ્રતાપ સ્વપ્ન બાદ જાગ્રત થઇ ગઇ પરંતુ પછીથી મા શેની મળે ?



# પ્રકરણ ૨ જું



## પ્રસાદ

શરણ ગ્રહ્યું જેણે શકિતનું તેના તાપ ત્રિવિધ જતા,
ચરણકમળ માનું જેને મળીયું તે ભવસાગર તરી જતા.

× × ×

જગતમાં જન્મીને જેણે જગદંબાનુંજ શરણ સ્વીકારી લીધેલ છે, તેને સંસારની ગમે તેવી વિકટ વિપત્તીઓના સમયે મન પર દુઃખદ અસર થતી નથી. જગતના તાપ તો શું પરંતુ ત્રિવિધ તાપ તેના કૃપાપ્રસાદથી ભસ્મ થઈ જાય છે. એ શરણથી મળતી શાન્તિ સુખદાઇ કેમ ન બને? માના નામ રૂપી ના'વથી ભકતજનો ભવસાગર તરી જાય છે પછી જ્યાં ખુદ માનું ચરણકમળજ ભકતજને પકડેલ હોય તેને તો સ્વર્ગથીએ અધિક સુખ તેમાં લાગે છે. સંસારનોજ દાખલો લઈએ કે, જ્યાં બાળકને તેની માતા સિવાય અન્ય કોઈ સુખ આપી શકતું નથી. બાળક મા વિના ઘડીભર રહેતું નથી. ભલે થોડા સમય માટે તે રમતમાં રમ્યા કરે કે મીઠાઈ ખાતા સુધી આનંદ માન્યા કરે; પરંતુ જ્યાં

તેનું ચિત્ત તેમાંથી ખસ્યું કે તુરત જ તે સર્વ પડતું મૂકી તે તેની બાને જ શોધવાનું. ભોગ જોગે જો તેની મા ત્યાં હાજર ન હોય તો કોઈની તાકાત નથી કે તેના રૂદનને ખાળી શકે! એટલું જ નહિ પરંતુ તેને કોઇ તે સમયે તેડે તો તે એકની પાસે જ જશે કે જે કોઈ કહે કે, 'ચાલ તને તારી બા પાસે લઈ જાઉં.' બાળક તુરત જ તેની પાસે જશે. તે સમજે છે કે 'મને મારી બા પાસે લઈ જશે.'

આજ પ્રમાણે ભગવતી ભક્તિ માટે જો આપણે બાળકના જેવો બાલ્યભાવ કેળવી શકીએ તો જગદંબા અવશ્ય મળી શકે છે. બાળકનામાં રજ, સત્વ અને તમ એ ત્રણે ગુણ સામ્યાવસ્થારૂપે રહે છે. બાળકના જેટલી જ શ્રદ્ધાની જરૂર છે. જેમ બાળકે બાને મળવા માટે રમત અને મીઠાઇ-મેવા ત્યાગ્યાં, જેવી તેણે હઠ પકડી તેમ આપણે પણ સંસારની મોહજાળને ત્યાગી ગુરુ અને ભક્તિદેવી પર શ્રદ્ધા રાખી, જગતનાં ખોટાં પ્રલોભનને પડતાં મૂકીએ તો ભગવતી મળી શકે છે.

× × ×

"બેટા! આજ તો તારી વર્ષગાંઠ છે. જો તારા પિતાજી હયાત હોત તો કેટલો આનંદ મહોત્સવ આખા નગરમાં થઇ રહ્યો હોત! માતા ભદ્રકાળીની મહાપૂજા પણ થઈ હોત." માતૃહૃદય પુત્રના માટે કકળી ઉઠયું.

"માતા! આપ જ મને દેહના મિથ્યા મમત્વ માટે બોધ આપો છો ને વળી આજ આમ કેમ બોલો છો? વર્ષગાંઠ એટલે તો વિધાત્રીમાતાએ આંકેલા આયુષ્યમાંથી એક વર્ષ ઓછું થવાનું, પછી આનંદ શો? ભદ્રકાળીની મહાપૂજા મારા પિતાજી હોત તોજ શાથી થાત? શું તે મારાથી ન બની શકે?"

"બેટા! તારાથી બની શકે. પરંતુ તું નથી સમજતો કે આ નગરનો એક ભાવી રાજા હોવા છતાં પરતંત્ર છે. મહાપૂજાનો ખર્ચ તો મારી પાસે થોડું ઘણું દ્રવ્ય છે તેથી પણ કરી શકીએ, પરંતુ મંત્રીજીની આજ્ઞા વિના મારાથી જાહેર ખર્ચ કાંઇ ન થઇ શકે તેમજ મારાથી ઓછું હવે મંદિરે જવાય છે?" માતાએ પુત્ર પાસે મનની મુંઝવણ કાઢતાં નીસાસો નાખ્યો.

"માતા! આપનાથી ન જઇ શકાય તેનો વાંધો નહિ મને સામગ્રી તૈયાર કરી આપો. મહાપૂજા નહિ તો સાદી પૂજા પણ આપણે કરી શકીએ."

"ઘણી ખુશીથી બેટા! તું માતા ભદ્રકાળીનો આપેલો છે, તો આજે તેની પૂજા અવશ્ય કરી આવ." આમ કહી માતા નૈવેદ્યની તૈયારી કરવા લાગી અને પુત્ર પુજાનું સાહિત્ય કરવામાં મશગૂલ બન્યો.

વાંચક! આપને થશે કે પુત્ર ભાવીનો નરેશ હોવા છતાં માતા–પુત્ર સ્વહસ્તે પૂજા સામગ્રી કેમ તૈયાર કરતાં

કરો? તેનું કારણ એટલુંજ કે જેટલી સેવા માની બને તેટલી કરવી તે પણ એક પ્રકારનો હૃદયભાવ છે. બીજું રાજા ભદ્રસિંહના સ્વર્ગસ્થ બાદ કુંવરની બાલ્યાવસ્થા હોવાથી મંત્રી કપટસિંહે રાજ્યની તમામ લગામ હાથમાં લીધેલી અને રાણીને માત્ર અમુક ખર્ચજ બાંધી આપેલું. સમય જતાં માનવનું ચંચળ મન ફરે છે તેમ કપટસિંહની દાનત આખું રાજ્ય પચાવી પડવાની થએલી હોવાથી તે પોતાની પ્રપંચીજાળ પાથરી રહ્યા હતો. રાણી વિજયવંતી કપટસિંહની આ કપટકળાને જાણી ચૂકી હતી. તેણી ફક્ત ભગવતી ભદ્રકાળી પરજ વિશ્વાસ રાખી પોતાના ભગવતસિંહને ઉની આંચ ન આવે તેની સંભાળ રાખતી હતી. તેણીએ રાજાની હયાતીમાંજ સાદુ જીવન ગુજારેલ હોવાથી આવ દુઃખદ સમયમાં તેના હૃદય પર જરાએ માઠી લાગણી નહોતી થતી.

કુંવર શ્રી ભગવતસિંહ પણ બાર વર્ષની વયનો હોવા છતાં તેનામાં તેની માતાના સુસંસ્કારો ભગવતી પ્રત્યેની અચલ શ્રદ્ધાના થઈ ચૂકયા હતા. રાજા થવાની તેની ઉમેદ જ નહોતી.

આજનો દિવસ તેની વર્ષગાંઠનો હોવાથી કૂળદેવી શ્રી ભદ્રકાળીની પૂજા કરવાની માતાની તીવ્ર ઉત્કંઠાને પૂર્ણ કરવા પુત્ર તૈયાર થયો. માતાએ ભાતભાતની રસોઇ તૈયાર કરી. પૂજાની સામગ્રી થાળોમાં ભરી દીધી. સાંજના

ચાર વાગે પોતાની ખાનગી દાસી સાથે માતાએ પુત્રને માતૃપુજન માટે મોકલ્યો. જગજનનીને ખોળે સોંપતાં અંતરના ઉંડાણેથી તેણી બોલી ઉઠી, "માતા ! તારા બાળકને તુંજ સંભાળનારી છું."

જેમ વાછરડું ગાયની પાસે જતાં થનક થેકડા મારતું આનંદ કરતું દોડી જાય છે તેમ ભકતજનોનું ભગવતીના દર્શન માટે હૃદય નાચી રહે છે તેમાં વળી કોઇ કોઇ મહોત્સવના સમયે મહંમાયાની મહાપુજાનો આનંદદિવસ હોય તેની તો વાત ન્યારી જ રહે છે. આજે ભદ્રસિંહના હૃદયે જે આનંદ થઇ રહ્યો હતો તે તેના મન સ્વર્ગ મળ્યા કરતાં પણ અધિક હતો. માતૃમંદિરે પુજા માટે કુંવર તેના જીવનમાં આજેજ એકલો આવી રહ્યો હતો. આગળ કુંવર અને પાછળ દાસી. બંને જણાં મહેલમાંથી નીકળતા ગુપ્તમાર્ગદ્વારા મંદિર તરફ પહોંચ્યાં. દૂરથી માતૃમંદિરના શિખર પરની ફરકતી ધ્વજા જાણે માના વ્હાલા બાળકને આવાગમન માટે આદરસત્કાર કરી રહી હોય તેમ દેખાઈ રહી હતી. મંદિરના પગથીયાં ચઢી બંને જણ વચ્ચેના ચોકમાં આવ્યાં. ગામથી દૂર આવેલા આ નિર્જન શાંત સ્થળમાં શાંતિનું વાતાવરણ છવાઇ રહ્યું હતું. ધૂપ અને અગરબત્તીની મીઠી સુગંધ મનને આનંદ આપી રહી હતી. મૂર્તિની આજુબાજુ સુંદર દીવીઓ પર મૂકેલી દિવ્ય જ્યોતિ માતાના મુખારવિંદ ઉપર અનેરો પ્રકાશ પાડી રહી

હતી. ચોકમાં આવતાં સામેથી માની વિશાળ ભવ્ય પ્રતિમા નીરખતાં કુંવરનું ભાવભીનું હૈયું માતૃપ્રેમથી ભરાઈ આવ્યું. માતાને નીરખતાં કયા પુત્રને આનંદ ન થાય?

મૂર્તિનો પ્રભાવ હંમેશાં આપણી પોતાની શ્રદ્ધા પરજ અવલંબે છે. જેની જેવી ભાવના તેવાં ભગવતીનાં દર્શન. શ્રદ્ધા વિનાનાં દર્શન કરનારને માતાના અનુપમ દર્શનના આનંદની કયાંથી ખબર હોય! ભકત જ્યારે ભગવતીના દર્શનમાં તદ્રુપ બની જાય છે ત્યારે તે સમયે ભકતના મુખારવિંદ પર પણ અલૌકિક પ્રભાવ દર્શાય છે. માતા–બાળકનું મિલન! એ સમય!! એ ધન્ય ઘડી!!!

મંદિરની જાળી ઉઘાડતાં જે અવાજ થયો તે સાંભળતાં પુજારી પાસેની ઓરડીમાંથી "કોણ?" કહેતાં બહાર આવ્યો. કુંવરને એકલા અચાનક જોતાં જ તે આશ્ચર્ય પામ્યો. સત્કારપૂર્વક વિનયવાણીથી મનનું સમાધાન કરવા તેણે પ્રશ્ન કર્યો. "કુંવર સાહેબ! કેમ આજે દેવીની પુજા માટે આવાગમન કર્યું?"

"મારી વર્ષગાંઠ છે માટે." કુંવરે ટુંકમાં જ પતવ્યું. "ચાલો મને પુજા કરાવી આ થાળ માતાજીને ધરાવી લ્યો."

"સરકાર! કૂળદેવીની સાથે સાથે આ માતા રાજ્યદેવી પણ છે જેથી રાજ્યની આજ્ઞા સિવાય તેનું પુજન ન થઇ શકે."

"કારણ ?"

"રાજ્યપરની સત્તા મંત્રીજીની છે. કદાચ હું પુજા કરાવું અને તેમને ખબર પડે અગર તો કંઇ ચમત્કારીક વિપરીત ઘટના બને તો મારા પ્રાણ પણ જોખમમાં આવી જાય !" પુજારીએ ભયસૂચક કારણ દર્શાવ્યું.

"પુજારી ! હું આજે એક રાજકુંવર તરીકે પુજા કરવા નથી આવ્યો. માના સેવક તરીકે આવેલ છું તો કૃપા કરી પુજા કરાવો. માતાની પુજા કરતાં વળી વિપરિત પરીણામ આવે ખરૂં કે ?"

"હા, જરૂર આવે. આપની ઉંમર હજુ નાની છે એટલે આ ભદ્રકાળીના ચમત્કારોની વાત આપના ખ્યાલમાં નહિ હોય ! આપના પિતાશ્રીએ અનેક ચમત્કારો નિહાળ્યા છે તે આપનાં માતુશ્રી દ્વારા જો જાણ્યું હોત તો આપ એકલા આવી પુજા કરવાનું સાહસ નજ કરો. વળી હું નથી સમજી શકતો કે રાજમાતાએ પણ આવું સાહસ કેમ ખેડ્યું હશે !" પુજારીએ કુંવરના મગજમાં વ્હેમનું ભુસુ ભરવા માંડ્યું.

"ભલેને આપને ભય લાગતો હોય તો પુજા ન કરાવશો. મને આવડશે તેવી પુજા કરીને હું ચાલતો થઇશ. હું નથી માનતો કે મા બાળકની કાલીઘેલી બોલીથી કે ગમે તેવી મંત્રહીન પણ શુદ્ધ હૃદયની ભાવભીની પુજાથી રૂષ્ટ થાય ?" કુંવરે પોતાનો મનોભાવ દર્શાવ્યો.

"સરકાર! આપનો ભકિતભાવ અને દૃઢાગ્રહ જોઈ હું પુજા તો કરાવું છું પરંતુ તેની ખબર કોઇને આપ ન આપશો. આ આસન પર બીરાજો હું સ્નાન કરીને આવું છું." આમ કહી પુજારી પોતાની ઓરડીમાં ગયો. અને કુંવરે બેઠા બેઠા માતાની સ્તુતિ કરવા માંડી.

"મા! તારી કૃપાના ફળરૂપ મારો જન્મ છે તેમ જ્યારે મારી જનની કહી રહેલ છે, ત્યારે તારી પુજા માટે આ બધી વિટંબનાઓ શી? મા! તેં મને રાજ્યકુળમાં જન્મ આપ્યો તેના કરતાં તો કોઈ નિર્ધનને ત્યાં આપ્યો હોત તો કેવું સારૂં? મા! મા! મારે રાજા નથી થવું, મને તારી એ માયાવી જાળમાં ન નાખીશ. મને તારા ભકતનો પણ દાસ બનાવ જેથી હું તે તારાં પ્રિય બાલુડાંની સેવા કરી શકું." કુંવરે બેઠાં બેઠાં પોતાના હૃદયોગાર માતા પાસે ઠાલવ્યા. પોતાના માથે ભયનાં વાદળ છે, પોતે ભાવિનો રાજા છે, અનેક શત્રુઓ છે, તે પોતાની જનનીના કહેવાથી જાણ્યા છતાં તેણે એક પણ માગણી માતા–ભદ્રકાળી પાસે તેવી ન કરી.

પુજારીએ પુજા કરાવવાની આનાકાની કરી, તેનો ભેદ પણ ભોળા હૃદયના કુંવરને કયાંથી જાણમાં હોય? શું માતાના પુજારીઓ આવી રીતે દરેક સ્થળે માના વ્હાલા ભકતોને તથા તેના દર્શનાતુર બાળકોને પીડતા હશે? ખરેખર આજે આપણા સંપ્રદાયમાં તેમજ છે. જ્યાં માતાની

માન્યતા (બાધા)ની વાત પુજારીને કહી એટલે પુજારી મનમાન્યા પૈસા મેળવવા લોકોને ત્રાસ આપે છે. આજે ભારતમાં એવાં ઘણાં માતૃમંદિરો છે કે પૂજારીઓના ત્રાસથી અનેક ગરીબ શ્રદ્ધાળુઓ ત્રાહ ત્રાહ પોકારી ઉઠે છે.

મંત્રો બોલતો બોલતો પુજારી આવી પહોંચ્યો અને તેણે કુંવરને ઇશારતથી આજ્ઞા કરી જેથી તે ઉભો થઇ માતાની સન્મુખ ઉભો રહ્યો શાસ્ત્રવિધિ પ્રમાણે તેણે પુજનની શરૂઆત કરી. પુજારી કરતાં કુંવરનો હૃદયભાવ વિશેષ હોવાથી મૂર્તિ જાણે હમણાં હસી પડશે તેમ તેની પુજાથી સંતુષ્ટ થતી જણાઇ. દાસી બહારની બાજુએ ઉભી રહેલી હતી તે પણ આનંદ પામવા લાગી. તેનાં ચપળ નેત્રો પુજારી પ્રત્યે કોણ જાણે કઇ શંકાથી ફરી રહ્યાં હતાં તેની કુંવર કે પુજારીને ખબર નહોતી.

માતાજીને સ્નાન, ચંદન, ફૂલહાર વિગેરે થઇ રહ્યા બાદ નૈવેદ્ય ધરાવવા માટે લાવેલો થાળ મૂક્યો. નેત્રો બંધ કરી ભાવપૂર્ણ કુંવર નૈવેદ્ય ધરાવવા લાગ્યો. આ સમયે પુજારીએ પોતાની ઓટીમાંથી કાંઇક કાઢી થાળમાં મૂક્યું તે દાસી જોઇ ગઇ. પરંતુ પુજામાં ભંગ થાય તેથી તેણે મૌનવ્રત સેવ્યું.

થાળ થઇ રહ્યા બાદ માતાની આરતિ ઉતરી ને પુષ્પાંજલી વિગેરે થઇ ચૂક્યું. કુંવર પ્રણામ કરી પુજારીના આશિર્વાદ લઇ બહાર નીકળ્યો. દાસીએ માતાને ધરાવેલ

થાળ પુજારીને લઇ લેવા જણાવ્યું. પરંતુ પુજારી કંઇક વિચાર કરીને બોલ્યો, "આજની પુજા કુંવરશ્રીની વર્ષગાંઠ નીમિત્તે છે જેથી તે થાળ કુંવરેજ માતાજીના પ્રસાદ તરીકે જમવો જોઇએ. વધુ ન લે તો આ ખીર તો અવશ્ય તેમને લેવીજ જોઇએ માટે થાળ પાછો લઇ જાવ." પુજારીએ થાળ પાછો આપતાં કારણ દર્શાવ્યું.

અંદરથી થાળ લાવી દાસીના હાથમાં પુજારીએ મુકયો. કુંવરની આજ્ઞા થતાં દાસી થાળ લઇ ચાલતી થઇ. 'થાળનો પ્રસાદ મળે એવાં તે મારાં શાં અહોભાગ્ય હોય ?' એમ માનતો કુંવર રાજી થતાં માતા ભદ્રકાળીને પ્રણામ કરી વિદાય થયો.

ત્વરીત વેગે જે રસ્તેથી કુંવર અને દાસી આવ્યાં હતાં તેજ રસ્તેથી તેઓ પાછાં પસાર થયાં. દાસીના મનમાં કોઇ જુદા જ વિચાર ચાલી રહ્યા હતા. 'પુજારીએ ખીર જ લેવાનું શા માટે કહ્યું?' તેનું કારણ શોધવા પોતાના મન સાથે તેણી ભાંજગડ કરી રહી હતી. 'ઘેર જઇ રાજમાતાને કયારે વાત દર્શાવી મનનું સમાધાન કરૂં !' તેવી તેને તીવ્ર ઇચ્છા થઇ.

પુજારી કુંવરના ગયા બાદ કાંઇક મનમાં ને મનમાં હસ્યો અને તે પણ ઓરડીમાં જઇ કપડાં પહેરી ત્વરીત વેગે નગરમાં આવવા માટે નીકળ્યો. તેના પગની ઝડપ કોઇ આજે જુદીજ હતી. જાણે મહાયુદ્ધમાંથી જીત મેળવત

કોઇ યોદ્ધો રાજી થતો હોય તેમ તેના મુખારવિંદ પરના ભાવો તરી આવતા હતા.

વાંચક! આપને શંકા થશે કે પુજારીને તેવું શું કારણ મળ્યું હશે? શું રાજકુંવર છાની રીતે પુજા કરી ગયો તેની ચાડી ખાવા મંત્રીજીની પાસે તે જતો હશે? ના, ના, તેમાં તો ઉલટો તેજ ગુન્હેગાર બને તેમ હતું. ત્યારે શું મંત્રી ને પુજારીની કોઇ કપટકળા હશે? ગમે તે હોય હમણાંજ તે જણાશે.

પુજારી ત્વરીત વેગે નગરમાં આવી મંત્રીજીના મહાલયમાં સીધો તેમની પાસે પહોંચ્યો. પુજારીને જોતાંજ દિવાનખાનામાં વિવિધ તરંગો બાંધી રહેલો મંત્રી નિદ્રામાંથી જાણે જાગ્રત થતો હોય તેમ ઝબકી ઉઠયો, "કેમ કામ થયું કે?"

"હા નામદાર! આપની મનની મુરાદ પાર કેમ ન પડે? મારી ધારણા હતીનેજ કે, વર્ષગાંઠને દિવસે રાણી તરફથી અવશ્ય પુજા થશે. ખુદ કુંવરજ આવેલ હતો." પોતાની થયેલી સફળતા પુજારીએ આ પ્રમાણે દર્શાવી.

"વ્હેમ પડે તેવું તો નથી કર્યું ને?"

"ના, ના, સરકાર. મારા કામમાં ખામી હોયજ નહિ. મેં વાતજ તની સાથે તેવા પ્રકારની કરી છે કે જાણે હું તેનોજ માણસ છું."

"ત્યારે તો તમે ઠીક કર્યું."

"પ્રભુ, જરકાર! કદાચ વાત બહાર આવે તો મારા જીવનની દોરી તમારા હાથમાં છે તે ન ભૂલતા?"

"ના, ના, મહારાજ ગભરાવો નહિ, તમે નિશ્ચિંત રહેજો. તમારો વાંકો વાળ નહિ થવા દઉં. તમોને તો હું ઉલટો ન્યાહાલજ કરી નાખીશ. લ્યો હાલ તો આટલું ઇનામ લેતા જાઓ." મંત્રીએ ઉભા થઇને સોના મહોરો મહારાજ—પુજારીને આપી. હાથમાં ચળકતી મહોરો જોઇ હરખાતા, હરખાતા પુજારીએ મંદિરે જવા માટે વિદાય લીધી.

પોતાની બાજીનો એક પાસો પોબાર પડેલો જાણી બીજો પાસો તૈયાર કરેલો તે કેમ નાખવો તેના વિચારમાં મંત્રી આમ તેમ આંટા મારતો ખંડમાં ફરવા લાગ્યો.

દુષ્ટો પોતાની દુષ્ટતાના કાર્યથી આનંદ માને છે જ્યારે સજ્જનો સામાનું ભલું કરી આનંદ માને છે. એક બ્રાહ્મણ યોનીમાં જન્મેલ જગદંબાનો પુજારી ત્યારે બીજી એક હલકી જાતીની દાસી. આ બંનેમાં કેટલો બધો ફરક? જગતની દૃષ્ટિએ પુજાતો માણસ જ્યારે નીચ કાર્ય કરી રાજી થયો ત્યારે ઠોકરો ખાતી દાસી પોતાના અન્નદાતાના જીવન માટે ભોગ આપવાને તૈયાર થઇ રહી હતી.

રસ્તે ચાલતાં ચાલતાં દાસીનું મન અધીરૂં બની ગયું. જેમ જેમ તેની શંકાઓ વધવા લાગી તેમ તેમ તે કાંઇ

જુદાજ વિચારમાં ઉતરી પડી. 'શા માટે પુજારીએ ખીર લેવાનોજ આગ્રહ કુંવરને કર્યો? કોઇ સમય નહિ ને આજે વળી થાળ. પણ પુજારીએ વર્ષગાંઠને બ્હાને પાછી આપી! જરૂર આમાં કંઇક કપટ રચાયેલું છે. શું ખીરમા તેણે કાંઇ નાખ્યું હશે? નૈવેદ્ય ધરાવતાં ઓટીએથી કઇક કાઢી થાળમાં નાખ્યું તે તો કશું થાળમાં જણાયું નહોતું ત્યારે તેણે ખીરમાં શું ભેળવી દીધું હશે? લાવ ખીરને ચાખી તો જોઉં.' આમ અનેક વિચાર કરતાં કરતાં તેણી ખીરને ચાખી જોવાના વિચાર પર મક્કમ બની. કુંવરને વાત કરવાની તેની ઇચ્છા નજ થઇ. તે જાણતી હતી કે, 'કુંવર પૂર્ણ ભકિતમાન છે એટલે માતાજીના પ્રસાદ તરીકેની જે વસ્તુ હશે તે અવશ્ય ગ્રહણ કરશે. એક તો જો તેમને વાત કરીશ તો તે માનશે પણ નહિ. માટે લાવને સહજ ચાખી જોઉં તો ખબર પડે.' ફરીથી આ પ્રમાણે પોતાના મન સાથે દૃઢ બનતાં રસ્તે ચાલતાં ચાલતા ધીમેથી તેણીએ થાળ ઉઘાડી ખીરમાં આંગળી બોળીને ચાટી જોઇ. મુખમાં આંગળી જતાંજ તેના આખા શરીરે ધ્રુજારી વછુટી ગઇ. પોતાની ધારણા સત્ય દર્શાઇ. ગમે તે ભોગે કુંવરને આ ખીર ન ખાવા દેવી તેવો તે નિશ્ચય કરી ચૂકી.

મહેલમાં આવતાં જ તેણી હંફળી ફાંફળી થાળ મૂકીને રાણી પાસે પહોંચી, કુંવર પણ માતા પાસે આવ્યો. પુત્રને જોતાં જ માતા બોલી ઉઠી; "કેમ બેટા! પુજા થઇ ને?"

હા, માતા. આપના હૃદયની ભાવના બરાબર પૂર્ણ થઇ છે. જો કે પુજારીએ પ્રથમ તો પુજા કરાવવા માટે આનાકાની કરી પરંતુ પછીથી તેણે પુજા કરાવી. વળી વધુ આનંદ તો એ થયો કે માતાજીની થાળ તેણે પ્રસાદ તરીકે પાછી આપી છે. આજે માતાજીની ખીર ખાવાનું ખાસ મહાત્મ્ય પણ દર્શાવેલ છે."

પુત્રનું આ બધું કથન સાંભળતાં જ રાણીએ વિશ્વાસુ દાસી તરફ દૃષ્ટિ નાખતાં પૂછ્યું, "કેમ તું કાંઇ બોલતી નથી ? કાંઇ નવા જુની તો નથી થઇને ?"

દાસી પ્રશ્નનો ઉત્તર ન આપી શકી તેણી મહામુશીબતેજ અત્યાર સુધી ઉભી રહી હતી. તેના શરીરમાં કંઇ જુદી જ વેદના થતી હતી. બોલવાની ઇચ્છા છતાં તે ન બોલી શકી. તેને મૌન જોતાં તેમજ તેના મુખપર દુઃખની અસર નિહાળતાં રાણીએ ફરીથી પ્રશ્ન કર્યો. "કેમ તને શું થાય છે ?"

રાણીએ ઉભી થઇ જ્યાં દાસીનો હાથ ઝાલ્યો ત્યાં તો તેણી ધબ દઇને નીચે પડી. 'અચાનક આ શું થયું ?' તે વિચારમાં રાણી ગભરાઇ ગઇ. કુંવર પણ આશ્ચર્ય પામ્યો. તે માતાના મનનું સમાધાન કરતો બોલ્યો, "માતા ! દાસી તો મારી પાછળ પાછળ ચાલતી આવતી હતી. પુજારીએ જણાવ્યું હતું કે, 'રાજ્યની આ દેવી છે એટલે

તેની સાદી પુજા કરતાં કાંઇ વિપરીત પરીણામ પણ આવે !" શું માતાજીને કાંઇ કુંડું પડ્યું હશે ? હું તો તેમ માનતો નથી, પરંતુ આમ એકાએક શાથી બન્યું તે હું પણ સમજી શકતો નથી."

દાસી બોલી શકતી નહોતી પરંતુ તેને સાધારણ બુદ્ધિ હતી જેથી માતા-કુંવરની થતી વાતનો ઉકેલ લાવવા સૂતે સૂતે 'થાળ લાવો' એમ ઈશારત કરી. રાણી જાતે ઉઠીને થાળ લઇ આવી. આ બધું શું છે તે સમજી શકી નહિ પરંતુ કંઇક દગો છે અગર તો માતાજીની અવકૃપા છે તેમ તેણી માનવા લાગી.

દાસી પાસે થાળને મૂકતાં તેમાંથી ખીરની વાડકી તેણીએ ઉઠાવી લીધી. ઇશારતથી જણાવ્યું કે, 'આ ના ખાશો' ગળે હાથ મૂકતાં સમજાવ્યું કે, 'તે ખાધાથી પ્રાણ ચાલ્યા જશે.' મુખપર હાથ મૂકતાં સમજાવ્યું કે, 'મેં તે ચાખી જોઇ છે, તે ખાવાથી મારો પ્રાણ ચાલ્યો જાય છે.' દાસીના આ સંકેતથી રાણી ચમકી ઉઠી. તેના મુખમાંથી એકાએક શબ્દ નીકળી ચૂક્યો કે "શું તેમાં ઝેર છે ?"

ડોકુ ધૂણાવતાં દાસીએ હકારનો જવાબ આપ્યો. રાણી સર્વ બીના સહજમાં સમજી ગઇ. પરંતુ આવો દગો શાથી થયો તે ન સમજી શકી. તેણે કુંવરને પૂછ્યું "બેટા ! થાળ ધરાવતાં બીજું કોઇ મંદિરમાં હાજર હતું ?"

"ના, માતાજી. માત્ર પુજારીએજ થાળ ધરાવેલ હતી અને તેણેજ દાસીના હાથમાં પછીથી મૂકી હતી."

દાસી આ મુંઝવણનો ઉકેલ પણ ઇશારતથી આપવા લાગી તેને ણે સમજાવ્યું કે, "તેણેજ એટલે પુજારીએજ દગો કરેલ છે. નૈવેદ્ય ધરાવતાં પહેલાંજ તેણે થાળમાં કંઇક નાખ્યું હતું." આ સ્પષ્ટ ખુલાસો રાણી–કુંવર સમજી ગયાં. તેમના હૃદયમાં વધુ ચીંતા એ થવા લાગી કે, 'પોતાના માટે દાસીએ આત્મભોગ આપ્યો ને વળી આજની વર્ષગાંઠના શુભ દિવસે માતાજીને નૈવેદ્યમાં ઝેર ધરાવવામાં આવ્યું! આ બંને કર્મનો બદલો માં કેમ નહિ આપે?'

દાસીની પરીસ્થિતિ વધુ બગડતાં રાણી ગભરાવા લાગી. તેને શું સૂઝ્યું કે તે ખીરની વાડકી પોતેજ મોંઢે માંડી. કુંવરની દષ્ટિ પડતાં માતાના હાથમાંથી ઝુંટવી લઈ બાકી રહેલી ખીર તે પણ ખાઈ ગયો. થોડીવારમાંજ માતા–પુત્રને ઝેરની અસર થઈ. ત્રણે જણાં મા! મા!!નો ઉચ્ચાર કરતાં જમીન પર આળોટવા લાગ્યાં.

વાંચક! આપને એમ થશે કે, દાસીએ તો કુંવરનો પ્રાણ બચાવવા માટે ખીર ચાખી જોઇ પરંતુ માતા–પુત્રે શા માટે જાણી જોઇને ખાધી?

આ માતા–પુત્રને ખીર ખાવાનું કારણ એટલુંજ હતું

કે તેઓએ મનમાં એમ માન્યું કે, 'શુભ દિવસે માને નૈવેદ્યમાં જે ઝેર ધરાવ્યું પછી તે પ્રસાદ શા માટે ત્યાજ્ય કરવો? જે માએ ખાધું તે આપણે કેમ ન ખાવું?' કેવી ભકત હૃદયની ભાવના! માના પ્રસાદ માટે જીવનની પણ જેને દરકાર નથી, તે મા શું! તેના ભકતોના પ્રાણ આમ સહજમાં લઈ નાખશે? જે મા બાળકના આર્તહૃદયની બૂમ સાંભળતાં દોડી આવે છે તે મા શું સિંહાસને બેસી રહેશે?

ભકત ત્રિપુટી મુખેથી બોલાયું ત્યાં સુધી તો મા નામનો પોકાર પાડી શકી. દાસી કરતાં માતા-પુત્રને વધુ અસર તુરત થવા લાગી! હાથ પગ ખેંચાવા લાગ્યા! જીહવા ટુંકી થઈ ગઇ! આખા મહેલમાં આ ત્રિપુટી સિવાય અન્ય કોઇ રહેતુંજ નહોતું જેથી તેમની સંભાળ પણ તુરત કોણ લે? ત્રણે જણાં મરણ પથારીયે પડ્યાં!

અડધો કલાક વીત્યો હશે ત્યાં તો કોઈનો પગરવ સંભળાયો. આવનાર વ્યકિત કોઇ ચિત્રવિચિત્ર વિચાર કરતો આવતો હોય તેમ તેના મુખપરના ભાવો તરી આવતા હતા. તેના હાથમાં કોઈ નાની સરખી કીંમતી સુંદર પેટી જણાતી હતી. આવનારે મહેલમાં પ્રવેશ કર્યો પરંતુ કોઇ જણાતું ન હોવાથી તે સીધો દિવાનખાનાવાળા ખંડમાં આવ્યો. તેની દૃષ્ટિ ત્રણ મૃતઃપ્રાય દશામાં પડેલી વ્યકિત તરફ પડતાં પ્રથમ આનંદની રેખા છવાઇ ગઇ પરંતુ તે લાંબો સમય ન ટકી. તુર્તજ તેનો આત્મા

કકળી ઉઠયો. "ઓ દુષ્ટ ! તેં આ શું કર્યું ?" આમ એકાએક તેનાથી બોલી જવાયું. તે મનમાંજ બબડવા લાગ્યો, 'જેની વર્ષગાંઠના નિમિત્તે મને ભેટ આપવાને બહાને ખબર કાઢવા મોકલ્યો છે તે તો આ દશાએ પડયો છે ! અરેરે મા ! એકને બદલે ત્રણેના પ્રાણ ચાલ્યા જશે ?' કંઇક હૃદય તેનું બળ્યું; પરંતુ પાછો પોતાના જીવનનો વિચાર આવતાં આજ્ઞા પ્રમાણે તુરતજ તે પાછો ફર્યો.

આવનાર વ્યકિત મંત્રીનો માણસ હતો ને કુંવરને ભેટ આપવાને બહાને તપાસ કરવા મંત્રીએ મોકલ્યો હતો. તેણે ત્રણેને મૃત્યુવસ્થામાં પડેલાં પ્રત્યક્ષ નજરે નિહાળ્યાં જેથી તે સમાચાર આપવા ત્વરીત વેગે મંત્રી પાસે દોડયો.

શું ! મા પોતાના ભકતજનોનો આમ અંત લાવશે ? ના, ના. મા તેવી ક્રૂર તો નથીજ. પોતાના પ્રસાદ માટે પ્રાણ અર્પતાં પ્રેમી-બાલુડાંની વ્હારે મા દોડી આવી ! સંધ્યાકાળ થઇ ત્યાં તો તે સ્થળે ઝગઝગતો પ્રકાશ દેખાવા લાગ્યો. સ્વયં ભદ્રકાળી પોતેજ પધારી નિસ્તેજ પડેલાં સંતાનો પર કૃપાળુ કર ફેરવવા લાગી ! જેમ ઉંઘમાંથી જાગ્રત થતાં હોય તેમ ત્રણે જણ પાસુ ફેરવી બેઠાં થયાં. તેમણે કોઈ જુદોજ આનંદ અનુભવ્યો હોય તેમ તેમના મુખ પરની આનંદીત છાયા કહી આપતી હતી. 'આ શું

બન્યું ?" તે તેઓ તુરત સમજી ન શક્યાં. પરંતુ થોડી વારે માની થયેલી દયા રાણી વિજયવંતી સમજી ચૂકી. તેણીના મુખમાંથી "માએ જીવનદાન આપ્યું" આટલા શબ્દો નીકળી પડયા. તેણી મા-ભગવતી ભદ્રકાળીના દર્શન માટે આમ તેમ જોવા લાગી પણ મા ક્યાંથી મળે?

કેવી માની દયા! માનો ઝેર મેળવેલો પ્રસાદ લેતાં પ્રથમ તો પ્રાણનો નાશ થયો, પરંતુ સાચો કૃપાપ્રસાદ તો એ મળ્યો કે, કૃપાળીનો કૃપાળુ કર તેમના નશ્વરદેહ પર ફરતાં નવું જીવન પ્રાપ્ત થયું!

ધન્ય હો એ ભક્તોની દૃઢ ભક્તિને!



# પ્રકરણ ૩ જું



## બલિદાન

બલિ બલિમાં ફેર છે સાચાં બલિ દે કોક,
મન, વાચા ને કર્મથી દેતા વીરલા લોક.
જગજનની નવ ઇચ્છતી જગમાં જીવનો ભોગ,
મૂર્ખો માનું નામ દઈ કરતા તે ઉપભોગ.

× × ×

શકિતના નામે ભારતવર્ષની કેટલીક અજ્ઞાન પ્રજામાં કેટલાક પાપાચારો થાય છે જેથી કરીને મહાન શકિત ભકતોએ મેળવેલી શકિત-કીર્તિ નષ્ટ થવા સંભવ છે. સાથે સાથે સમસ્ત શાકત પંથના અનુયાયીઓને પણ નીચું જોવા જેવું બને છે. પાખંડી લોકો પોતાની પાશવવૃત્તિને પોષવા માટે માતાજીના નામે પશુવધ તથા મદ્યપાન વિગેરેનો ઉપયોગ કરે છે. પ્રત્યેક દેવી એવાં સાત્વિક વૃત્તિવાળાં છે કે જેમને મદ્ય અને માંસની ગંધ સરખી પણ ગમતી નથી. છતાં હૈયાફૂટાઓને એટલો પણ વિચાર નથી આવતો કે માતાને તેવો ભક્ષ કેમ ગમે? માતાને જરૂર હોય તો

તે શા માટે પોતાના હાથે ભોગ નથી લેતી કે જેમાં ભુવાઓની જરૂરીયાત રહે છે! જ્યારે કોઈ સમયે પલેગ, મરકી ઇત્યાદિ ચેપી રોગોનું જોર ચાલે છે ત્યારે ગામડાની અજ્ઞાન પ્રજા માતાને બલિ આપે છે. જો માતાને પશુ· બલિ આપવાથી રોગો બંધ થઇ જતા હોય તો પછી જગતમાં કોઈ મરવુંજ ન જોઇએ. જ્યારે કીડીનો એક પગ સરખો બનાવવા મનુષ્ય શકિતમાન નથી તો પછી ગરીબ પ્રાણીઓને મારવાનો હક્ક શો છે? ધૂર્તોની ઠગબાજી અને પાપાચારીઓની પાપ લીલા આજના જ્ઞાનયુગમાં હવે ક્યાં સુધી ચાલશે?

સાચું બલિ તો એ છે કે, આપણી અવિદ્યા, અજ્ઞાન-સ્થિતિ, દુર્મતિ તથા દુર્વાસનારૂપ અસુરનો સંહાર કરવો. જ્યારે આપણે તે પ્રમાણે કરીશું ત્યારે જ આપણા હૃદયમાં માનો પ્રેમ રેડાશે, સર્વ જાતના કલહો, કષ્ટો જતાં રહેશે અને શાન્તિ તથા આનંદ પ્રાપ્ત થશે.

મા પોતાનાં સંતાનો પ્રત્યે નવરાત્રના દિવસોમાં પ્રેમ અને દયાનો વરસાદ વર્ષાવે છે. દરેક તહેવાર વખતે ઇશ્વરી પ્રેમનો આવિર્ભાવ થાય છે એ તો ખરૂં પરંતુ નવરાત્રીમાં દુર્ગામાની પુજા સમયના ઇશ્વરી પ્રેમની વાત ઓર જ રહે છે. નવરાત્રીના દિવસો શાકતો માટે આથી જ ખાસ મહત્વના મનાયા છે.

× × ×

આજે આશ્વિન માસનું પ્રથમ નવરાત્ર હતું. દુર્ગાગઢની કૂળદેવી દુર્ગાના મંદિરે મહા ઉત્સવની તૈયારીઓ થઈ ચૂકી હતી. જેને રાજા માને તેને પ્રજા માને તે નિયમાનુસાર સમસ્ત દુર્ગાગઢમાં નવરાત્રીનો મહોત્સવ ઉજવવાનો શરૂ થઇ ચૂકયો હતો. દસે દિવસ સુધી રાજ્યગઢમાંથી કુટુંબ સાથે રાજાને માતૃમંદિરે દર્શને પધારવાની પ્રાચીન પ્રણાલિકા હતી, જેથી શકિતસિંહ ભગવતી દુર્ગાના દર્શને આજે પધાર્યા. મંદિરનો પુરોહિત રાજાને દુર્ગાપુજાના સાહિત્યની સર્વ સમજણ આપવા લાગ્યો. વંશપરંપરાથી ચાલતા આવતા નિયમ પ્રમાણે દુર્ગાષ્ટમીના દિવસે આપવામાં આવતાં એકસો ને આઠ પશુબલિ માટે પુરોહિતે રાજા પાસે માગણી કરી. પુરોહિતની આ માગણી સાંભળતાં રાજા સાથે આવેલી ભગવાં વસ્ત્રધારી સાધુ વ્યકિત અચંબો પામતાં બોલી ઉઠી, "શું ! દુર્ગાને પશુબલિ આપવાનો રીવાજ અહીં પણ છે કે ?"

"જી, હા ગુરુદેવ." રાજાએ નમ્રતાથી પ્રત્યુત્તર આપ્યો. પરંતુ પોતે જાણે કોઇ ગુન્હો કરી રહ્યો હોય તેમ તેના હૃદયમાં થવા લાગ્યું. રાજાનું વચન સાંભળતાં ગુરુજીના હૃદયમાં સખત આઘાત લાગ્યો. મા-દુર્ગા તરફ સજળ નયને તેઓ નિહાળી રહ્યા. તેમને મૌન જોતાં બાલિકા દુર્ગા બોલી ઉઠી, "બાપુ ! માતાને પશુ બલિ ન આપો તો ન ચાલે ?"

"કુંવરીબા! તમે એક ભ્રષ્ટ નાસ્તિકના જેવી વાત કરો છો. દેવીને બલિ ન આપતાં આખા રાજ્યપર આફત ઉતરી આવશે તેની તમને કયાં ખબર છે?" પુરોહિતે જરા કડકાઈથી કહ્યું.

'રાજ્યપરની આફત શબ્દ' સાંભળતાં રૂઢિપુજક રાણી બોલી ઉઠી; "પુરોહિતજી! બલિની જરૂર આજે તો નથીને? પછી શા માટે કુવરી સાથે રકઝક કરો છો?"

રાણીના શબ્દો ગુરુજીએ સાંભળ્યા નહોતા. તેમનું ધ્યાન તો દુર્ગામાતા પ્રત્યેજ હતું. તેઓ મા પાસે યાચી રહ્યા હતા કે, 'મા! તેં અનેક સ્થળે બલિ બંધ કરાવ્યાં છે તો શું અહીં પણ તેમ નહિ કરે?' આમ પ્રાર્થતાં તેમનું હૃદય રડી રહ્યું હતું થોડીવારે બાહ્ય ચેતનમાં આવતાં તેમણે માતાજીને પ્રણામ કરી ચાલવા માડયું. ગુરુજીને જતા જોઇ રાજા, રાણી અને કુંવરી પણ ત્યાંથી ખસ્યાં. મહેલમાં આવતાં સુધી સર્વ મૌનજ રહ્યાં. ગુરુજી પોતાના ખંડમાં ચાલ્યા ગયા. કુંવરી પણ તેમની સાથે ગઇ, પ્રતાપ-શકિત એકલાં દિવાનખાનામાં રહ્યાં.

પતિને મૌન જોતાં રાણી બોલી ઉઠી, "નાથ! બલિને માટે આટલી બધી ચીંતા શા માટે કરો છો? ગુરુજી તો આપણે ત્યાં નવા હમણાં આવેલા છે એટલે તેમને આપણા રીવાજની ખબર નહિ જેથી આશ્ચર્ય પામે, પરંતુ રાજ્ય-કુળના નિયમ પ્રમાણે દુર્ગામાતાની જે પ્રમાણે

પુજા થતી હોય તે થવીજ જોઇએ. જો બલિ બંધ કરાવશો તો પ્રજા પણ ઉશ્કેરાઇ જશે."

"દેવી ! તમે ભૂલો છો. જેમ ગુરુજીએ નૈવેદ્ય માટેનો તમારી અજ્ઞાનતાનો પડદો દૂર કર્યો તેમ બલિ માટેનો મારો પણ આજે દૂર કરેલ છે. આજ સુધી ભલે બલિ અપાતાં આવ્યાં હોય, પરંતુ હવે તો મારો આત્મા પણ ના કહે છે, તેથી હું માનું છું કે, તેમાં દુર્ગામાતાનો જરૂર કાંઇક સંકેત છે."

"દુર્ગામાતાનો સંકેત હશે તો મને જેમ નૈવેદ્ય માટે સ્વપ્ન આપ્યું હતું તેમ આપને અને પુરોહિતને આપીને જણાવશેને ?" રાણીએ ઉલટો પ્રશ્ન કર્યો

"જરૂર જણાવશે. ચાલો તમારા પુજાખંડમાં જઇ આપણે માતાને પ્રાર્થના કરીએ." દંપતિ પુજાખંડમાં આવ્યાં. બંનેએ સાથે બેસી બલિના સંકેત માટે પ્રાર્થના કરવા લાગ્યાં; "મા ! દુર્ગા ! જો તું બલિ નજ ઇચ્છતી હોય તો અમોને સ્વપ્ન દ્વારા ન દર્શાવે ? જો તું તેમ કરીશ તોજ અમારા મનનું સમાધાન થશે."

પુજામાં થોડીવાર બેઠા પછી રાણીનું મન પણ એકાએક બલિ માટે ફરી ગયું. તેનો અંતરાત્મા ગૂંજી ઉઠયો કે, "દુર્ગામાતાને બલિ ન આપ." તેણી તુરતજ બોલી ઉઠી, "નાથ ! મારો આત્મા પણ હવે ના પાડે છે. જેથી જરૂર માતાજીની ઇચ્છા બલિની નથી તેમ લાગે છે."

પત્નીના હૃદયનો આમ એકાએક પલટો થતાં પતિનો નિશ્ચય નક્કી થયો. આનંદસહ બંને જણાં ત્યાંથી ઉઠી ગુરુજીના ખંડ તરફ આવ્યાં. બારણું બંધ હોવાથી પ્રથમ તો કંઇક શંકા ગઇ પરંતુ જાળીએથી જોતાં જે કાંઇ જોવામાં આવ્યું તે નિહાળતાં બંને જણુ આશ્ચર્ય પામ્યાં. "અહો! ગુરુજી આ શું કરી રહ્યા છે?" રાણી ધીમેથી બોલી; પરંતુ રાજાએ ઇશારતથી ચૂપ રહેવા જણાવ્યું.

વાંચક! અંદરના દશ્યથી તમને અજાણ્યા રાખવા તે ઠીક નથી. આજના જમાનામાં ધર્મના નામે પાપાચાર ચલાવી રહેલા ગુરુ જેવા આ ગુરુ નહોતા. તેમણે જગદંબાનો સાક્ષાત્કાર મેળવ્યો હતો અને ભગવતીની આજ્ઞાથીજ તેઓ દુર્ગાગઢમાં શકિતસિંહને ત્યાં થોડા માસથીજ આવ્યા હતા કુંવરીની ઇચ્છાથી તેઓ તેને અભ્યાસ કરાવવા માટે રહેલા હતા. પરંતુ જગદંબાના અંશ રૂપ દુર્ગાને કાંઈ શિક્ષણ આપવાનું નહોતું. તે તો માત્ર જગતને બતાવવા પુરતુંજ હતું. બાકી જગતનો ભાર ઉતારવા અન્ય સ્વરૂપે માતા-પુત્રનું અહીં મીલન હતું. બલિ માટેની વાતચીત થયા બાદ ગુરુજી પોતાના પુજાખંડમાં આવ્યા હતા તે સમયે કુંવરી પણ તેમની સાથે સાથે આવી હતી. ગુરુજીએ પ્રથમ પોતાની પુજામાં રાખેલ જગદંબાની નાની પ્રતિમાનું ફરીથી પુજન કર્યું. ત્યાર બાદ ઉંચા આસને કુંવરીને બેસાડી તેની પણ પુજા કરી. કુંવરીની

ગુપ્ત પુજા તે તેમનો નિત્યનો નિયમ હતો. 'પુજા કર્યા બાદ કુંવરી (જગદંબા)ના ચરણમાં માથું મૂકી તેઓ પોતાનું હ્રદય ઠાલવી રહ્યા. કુંવરીનો આ સમયનો દેખાવ કોઇ અલૌકીકજ હતો. તેણીના નેત્રોમાંથી અશ્રુ પ્રવાહ વહી રહ્યા છતાં તેના મુખારવિંદની આજુબાજુ જે પ્રકાશ ફેલાઇ રહ્યો હતો તે નિહાળીનેજ રાજા રાણી અંજાઇ ગયાં. માતા-પુત્ર (કુંવરી-ગુરુ) વચ્ચે જે વાર્તાલાપ થઇ ગયો તે બહાર ઉભેલા પતિ પત્ની ન સમજી શકયાં. થોડા સમય બાદ કુંવરીએ સ્વહસ્તે ગુરુજીનાં અશ્રુ લૂંછયાં અને તેમની પીઠપર હાથ ફેરવ્યો, આથી ગુરુજી સ્વસ્થ થયા. કુંવરી આસન ઉપરથી ઉઠી પાસે પડેલ સપ્તશતી (ચંડીપાઠ) વાંચવા લાગી અને ગુરુજી તેને સમજાવવા લાગ્યા.

આ દ્રશ્ય નિહાળ્યા પછી પતિ પત્નીની અધીરાઇ ખૂટી ગઇ. તેઓએ બારણું ખોલતાંજ પોતાની પુત્રીના ચરણમાં આળોટી પડયાં. માતા પિતાને પગે પડતાં જોઇ કુંવરી બોલી ઉઠી, "બા, બાપુ!! આ શું કરો છો?"

"અમો અભાગીયાં તને પૂર્ણ રીતે ન ઓળખી શકયાં. માતા! હવે તો તું દયા કર!" ગળગળા અવાજે દંપતિ સાથેજ બોલી ઉઠયાં.

"રાજન્! શાંત થાઓ. માની લીલા ન્યારી છે. તે

કોઈ સમયે માતા રૂપે તો કોઈ સમયે પુત્રી રૂપે પણ મળે છે." ગુરુજીએ આશ્વાસન આપવા માંડયું.

"ગુરુજી ! બલિ માટેનું આપનું જે દિલ દુભાયું તે જાણ્યા બાદ અમોએ પુજાખંડમાં બેસી માને પ્રાર્થના કરી રાણીજીનો પણ ત્યાં હૃદયપલટો થઈ ગયો. ખરેખર આપના શબ્દો સાચાજ છે કે માની લીલા ન્યારી છે !"

"જેવી દુર્ગાની ઈચ્છા !" ગુરુજીએ ટુંકમાંજ પતાવ્યું.

ભોજનનો સમય થતાં સર્વે સાથે ભોજન લેવા માટે ઉઠયાં. આજનો દિવસ આનંદમાં પસાર થયો. રાત્રે 'સ્વપ્નમાં માની આજ્ઞા' સંબંધીની વાત તો રાજા રાણીના મગજમાંથી જતી જ રહી; પરંતુ ભગવતી ઓછી ભૂલે ? માનાં ભજન-કીર્તન કર્યા બાદ સર્વેએ શયન કર્યું. પ્રથમ રાત્રીએ જ ભગવતી દુર્ગાએ રાજા–રાણી બંનેને એકી સાથે તેમની પુત્રી–દુર્ગાનાજ સ્વરૂપમાં દર્શન આપતાં જણાવ્યું કે, "મારાં પ્રેમી બાલુડાં ! હું દયામયી જનની છું, મારા જીવોનું હું રકતપાન ચાહતી નથી."

પ્રાતઃકાળ થતાં બંનેને એકી સાથે સ્વપ્ન આવ્યું તે બાબતનો ખુલાસો પતિ પત્નીએ કરી લીધો. ત્યારબાદ ગુરુજીને પણ તે બીના દર્શાવી. બપોર પછી રાજા શકિતસિંહે રાજસભા ભરી મંદિરના પુરોહિતને બોલાવી લાવવા આજ્ઞા કરી.

રાજા સિંહાસને બેઠેલ છે. મંત્રી તેમજ અન્ય રાજ્ય

કારભારીઓથી સભા ઠઠ જામી છે. પુરોહિતે આવતાં જ પ્રશ્ન કર્યો; "રાજન્! મને નવરાત્રીના દિવસોમાં શા માટે બોલાવ્યો ?"

"માતૃમંદિરે જે બલિ થાય છે તેના માટે."

"તે તો અષ્ટમીએ થતાં આવ્યાં છે ને થશે." પુરોહિતે મક્કમતાથી જણાવ્યું.

"ભલે થતાં આવ્યાં હોય, પરંતુ આ વર્ષે મંદિરમાં જીવહિંસા નહિ થાય."

"શું ! આ હું સ્વપ્ન નિહાળી રહ્યો છું ?"

"નહિ પુરોહિતજી. આજ સુધી હું સ્વપ્ન જોતો હતો. હવે મારી આંખો ઉઘડી છે. બાલિકા સ્વરૂપમાં મને માએ દર્શન આપી દર્શાવ્યું છે કે, 'હું દયામયી જગન્માતા છું. મારા જીવોનું રકતપાન નથી ચાહતી.'"

"તો દેવીએ આટલા દિવસ સુધી કેમ રકતપાન કર્યું ?"

"તે રકતપાન કરતી જ નથી જ્યારે તમે તમારા જીહ્વાસ્વાદ માટે જીવોને મારી લોહી વહેવડાવો છો ત્યારે એ પોતાનું મુખ ફેરવી દેતી હતી."

"મહારાજ ! આપ રાજકાજને સારી રીતે સમજો પરંતુ પુજાની વિષે આપ કંઇ ન જાણો. જો ભગવતી–દુર્ગા તે સંબંધમાં અપ્રસન્ન થતી હોય તો પ્રથમ અમોને દર્શાવે" પુરોહિતે પંડીતાઇ ભરેલા શબ્દ કાઢયા.

"હા, બરાબર છે દેવીની પ્રસન્નતા કે અપ્રસન્નતાની

ખબર તો તેના પુજારીનેજ પડે." અત્યારસુધી મૌન રહેલા મંત્રી વચમાં બોલી ઉઠયા.

"જેનું હૃદય કઠોર બની ગયું છે. એ માતાની વાત નથી સાંભળી શકતા." રાજાએ દૃઢતાપૂર્વક દર્શાવ્યું.

આ શબ્દોથી પુરોહિતના હૃદયમાં ક્રોધની આગ પ્રજ્વલિત થઇ ચૂકી. "રાજન્ ! ફરીથી કહું છું કે રાજ્યપર ભયંકર આફત આવશે માટે હજી પણ ચેતો અને ચાલતા આવતા પુજા કાર્યમાં વિઘ્ન ન નાખો."

"ભલે રાજ્યપર આફતના ડુંગર તૂટી પડે. પરંતુ મારા રાજ્યમાં બલિ નહિજ થાય. જે પુજામાં જીવહિંસા થતી હોય તેને હું પુજાજ નથી માનતો." રાજાનું આવું દૃઢતાપૂર્વકનું વચન સાંભળતાં આખી સભા સ્તબ્ધ બની ગઇ. સર્વ કોઇ રાજાના સ્વભાવથી પરિચિત હતા. કે શકિતસિંહ કોઇપણ પ્રકારનો સંકલ્પ કરે છે તેને સંપૂર્ણજ કરે છે. મંત્રી ધીમેથી બોલી ઉઠયા, "મહારાજ ! આપના સ્વર્ગીય પૂર્વજોએ દેવીના આગળ બલિ આપેલાં છે જેથી તેમાં અંતરાય નાખવાથી તો તેઓ પણ અપ્રસન્ન થશે. આપ એકસો ને આઠ બલિને બદલે પાંચ સાત તો આપવાનું રાખો. જેથી પ્રજામાં અસંતોષ ન ફેલાય."

"ભલે પ્રજામાં અસંતોષ ફેલાય પરંતુ હું મારી માના હૃદયમાં જીવહીંસાથી અસંતોષ ફેલાવા નથી માગતો. હું ફરીથી આજ્ઞા કરૂં છું કે જે કોઇ બલિ આપશે તેને હદપાર

કરવામાં આવશે.” આમ છેવટનો હુકમ કરી રાજા સિંહાસનેથી ઉઠીને ચાલતા થતાં સભા બરખાસ્ત થઇ ગઇ.

રાજ આજ્ઞાથી સમસ્ત નગરમાં વિચિત્ર વાતો થવા લાગી. કેટલાક જીવહીંસા બંધ થવાથી આનંદ પામવા લાગ્યા તો કેટલાંક મૂઢ જનો દીલગીર થવા લાગ્યા.

નવરાત્રીની સાત રાત્રી પસાર થઇ ચૂકી. આજે અષ્ટમી હતી મંદિરે દર્શન માટે પ્રજાજનોનાં ટોળે ટોળાં જઇ રહ્યાં હતાં. ‘આજે બલિ નહિ અપાય’ આવી વાતો ઠેકાણે ઠેકાણે થઇ રહી સવારમાં રાજ્યકુટુંબ માતૃદર્શને જઇ આવ્યું. સાંજના હવનની સમાપ્તી પણ થઇ ચૂકી.

જે મંદિરમાંથી અષ્ટમીના દિવસે લોહીની નદી વહેતી હતી. ત્યાં ધૂપની મીઠી પરિમલ હવામાં ઉડતી સુંગધ પ્રસારી રહી. રાત્રીની શાંતિ સર્વત્ર છવાઇ ગઇ. રાત્રીના બાર વાગતાં મંદિરનાં બારણાં પણ બંધ થઇ ગયાં. બલિ નહિ અપાયેલાં હોવાથી મંદિરનો સેવક વર્ગ પણ નિવૃત્ત થઇ ચુકયો હતો. જ્યારે રાજાના હૃદયમાં બલિ બંધ થવાથી શાંતિ હતી ત્યારે પુરોહિતના હૃદયમાં અશાંતિ હતી. તેને નિદ્રા ન આવી. ફરીથી મંદિરમાં તે પોતાના એક અંગત માણસ સાથે આવ્યો. તેને કંઇક સંજ્ઞા કરી જેથી બહારનો દરવાજો ઉઘાડી તે ઉતાવળો બહાર ગયો. પુરોહિતે દેવળમાં જઇ કંઇક તયારી કરવા માંડી. આ સમયે કોઇ બુરખાધારી વ્યકિત છાની માની મંદિરમાં પ્રવેશી ગઇ.

અડધો કલાકે પુરો થયો નહિ હોય ત્યાં તો પુરોહિતે મોકલેલો માણુસ ખભે કોથળો નાખીને આવી પહોંચ્યો. કોથળામાં શું હતું તે જણાતું નહોતું પરંતુ કોથળો વારંવાર ઉંચો નીચો થતો હતો. તેણે ધીમેથી મંદિરમાં પ્રવેશ કરી જ્યાં કોથળાને છોડ્યો ત્યાં તો 'બેં' કરતું તડફડતું બકરૂં નીકળ્યું. માણુસે તેને પકડી રાખ્યું અને પુરોહિતે તેની પુજા કરી. બલિનો સમય થતાં પુરોહિતે તીક્ષ્ણ હથિયાર પકડી માતા તરફ દૃષ્ટિ કરતાં હવામાં હથિયાર ઉંચું કર્યું. ઉગામેલો હાથ નીચે પડે તે પહેલાંજ ત્યાં આગળ છલંગ મારતી કોઈ બુરખાધારી વ્યક્તિ બકરાપર પડી. પુરોહિતે ઉગામેલું હથિયાર બકરાને બદલે તે વ્યક્તિના ગળાપર પડી ચુક્યુ. તેનું મસ્તક ધડથી જુદું થઈને માના ચરણકમળમાં પડ્યું. એકાએક આમ બનતાં પુરોહિત સ્તબ્ધ બની ગયો. માણુસ પણ ગભરાઈ ગયો. આ શું બન્યું તે તુરત તેઓ સમજી ન શક્યા. થોડીવારે મસ્તક નિહાળતાં પુરોહિત બોલી ઉઠ્યો, "આ તો પેલો પાપી ગુરુ! કેવી દુર્ગાની દયા! પશુબલિને બદલે દુર્ગાએ નરબલિ લીધું!"

"પણ પછી શું થશે તેનો વિચાર છે પુરોહિતજી?" માણુસે પ્રશ્ન કર્યો.

"થવાનું શું છે? તને ભય લાગતો હોય તો તું તારે ચાલ્યો જા. પણ યાદ રાખજે કે આ બીનાની સહજ ગંધ બહાર ગઈ તો તારો દુર્ગા નાશ કરશે."

માણસ ભયનો માર્યો પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો. ત્યારબાદ પુરોહિતે બલિની બાકીની વિધિ પૂર્ણ કરી. શબને હોમી શકાય તેમ નહોતું જેથી મંદિરની પાછળ તેનો ગુપ્ત પ્રબંધ કરી દીધો. આનંદ પામતો પુરોહિત માતાને પ્રણામ કરવા મંદિરમાં ફરી આવ્યો. તે જ્યાં પાછા પગલે પાછો ફરે છે ત્યાં તો ધબ દઈને તે એકદમ નીચે પડયો ને જોતજોતામાં બેહોશ બની ગયો. પળવારમાં તો તેનો પ્રાણ પણ ઉડી ગયો.

મંદિરના તમામ માણસો ગાઢ નિદ્રા લઇ રહ્યા હતા જેથી દેવળમાં શું બન્યું તેનો ખ્યાલ કયાંથી હોય !

વાંચક ! પુરોહિતને એકાએક શું થયું ? તે પ્રશ્ન ઉદ્ભવશે પરંતુ તેમાં કેવળ માતા દુર્ગાનો ક્રોધજ તેનાપર ઉતરી પડયો હતો. જે મા પશુબલિથી નારાજ હોય ત્યાં તેની પાસે તેના વ્હાલા ભકતજનનો વધ થાય તે મા કયાંથી સહન કરે ? ગુરુજીને પૂર્ણ ખાત્રી હતી કે આજે બલિ અપાશેજ જેથી તેઓ મહેલમાંથી ગુપ્ત રીતે નીકળી મંદિરમાં આવ્યા હતા. અહીં મામલો તેવો જોતાં તેમણે બકરાને બદલે પોતાનો ભોગ આપ્યો આજના દિવસે ગુરુજીનું તે પ્રકારનું જે નીમિત્ત હતું તેઓ તે પ્રથમથી જાણતાજ હતા.

પ્રાતઃકાળ થતાં મંદિરના માણસો જાગ્રત થયા ને

પુરોહિતની ઓરડીમાં ચાવીઓ લેવા ગયા ત્યાં તો પુરોહિતને પથારીમાં ન દીઠા. ઓરડી ખુલ્લી જોઈ જેથી દેવળમાં પુરોહિત ગયા હશે તેમ ધારી દેવળમાં આવ્યા ત્યાં તો ઉંમરાપરજ પુરોહિતને પડેલા દીઠા માણસોએ ધારી ધારીને જોયું. છેવટે ખાત્રી થઈ ચૂકી કે તેમનો પ્રાણ ઉડી ગયો છે. "પુરોહિતના પ્રાણનું બલિ દુર્ગાએ લીધું!" આવા ઉદ્‌ગારો હરેકના મુખમાંથી નીકળી ચૂકયા. રાત્રીના બનાવ સમયે પેલો માણસ જે હાજર હતો તે તો કાંઈજ બોલ્યો નહિ. તે પણ આ બધું શું બન્યું તે ન સમજી શકયો.

'પુરોહિતનું બલિ' આ શબ્દો આખા નગરમાં જોતા જોતામાં ફરી વળતાં પ્રજામાં ખળભળાટ મચી ગયો. રાજ્યમહેલમાં ખબર પડતાં ખુદ શકિતસિંહ મંદિરે પધાર્યા. સર્વ બીના જાણવાની તેમને ઇંતેજારી થઇ પરંતુ મૂળ કારણ કોઈ શોધી ન શકયું. રાજ્યમહેલમાંથી ગુરુજીનું પણ એકાએક અદ્દશ્ય થવું જાણી રાજા રાણી વધુ વિસ્મય પામ્યાં. કુંવરી દુર્ગાદેવી તો કોણ જાણે મૌનજ સેવી રહી હતી!



# પ્રકરણ ૪ થું

## માના ખોળે

જગમાં જનનીની જોડ નહિ, નહિ એના પ્રેમનો અંત;
એ માના ખોળે બેસવા, બાળક કરતો તંત.
ભયભીતિ જ્યાં નવ નડે, સુખે સૂવે ત્યાં બાળ;
પ્રાણ થકી વ્હાલો ગણી, લેતી મા સંભાળ.

× × ×

જગતમાં માનો પ્રેમ શ્રેષ્ઠ છે. તે સર્વદા એક સરખો વહ્યા કરે છે, એટલુંજ નહિ પણ તેનો અંતજ નથી. છે ! સ્વાર્થી જનોના પ્રેમ આગળ માના એ દિવ્ય પ્રેમની તુલનાજ થઇ શકતી નથી. આવી જે પ્રેમસ્વરૂપા મા, તેના ખોળે બેસવા માટે બાળક કેમ તંત ન કરે ? બાળકને ગમે તેવી મખમલની ગાદીએ બેસાડો, કે ગમે તો સ્વર્ગના વિમાનમાં બેસાડો પરંતુ તે તો તેની માને નિહાળતાં તેની ગોદમાંજ બેસવાનું. માના ખોળા આગળ ત્રિલોકનું સિંહાસને બાળક માટે નકામું છે. બાળકને કોઇ બીવરાવશે તો સીધું તે તેની માના ખોળામાંજ પેશી જશે. તે સમજે

છે કે, મારી માના ખોળામાં જતાં મને કાંઇ ભયભીતિ નથી. તેને મા પ્રત્યેની પૂર્ણ શ્રદ્ધા-વિશ્વાસ છે કે જગત-ભરમાં મારી માજ બળવાન છે. તેજ મારી સંભાળ લેનાર છે. મા પણ પોતાના પ્રાણની પરવાએ ન કરતાં બાળકની જે સંભાળ લે છે તે ઓછો દિવ્ય પ્રેમ છે?

જ્યારે સંસારીક જનની પોતાના સંતાન પ્રત્યે આટલું વાત્સલ્ય, આવો આત્મભોગ આપે છે ત્યારે જગજનની જગદંબાના ખોળે જતા બાકી શું રહે?

+ + +

રાણી વિજયવંતી, કુંવર ભદ્રસિંહ અને તેમની દાસી આ ત્રિપુટી પુનર્જીવન પામી પછી તેમનાં મન-શરીર દિવ્ય કેમ ન બને? મંત્રીજીના છળકપટથી દૂર રહેવાનો ભય હવે તેમને નહોતો, પરંતુ આ અસાર સંસારમાંથી ત્રણેનું દીલ ઉઠી જવાથી કોઇ શાંત સ્થળે જઇ જીવન વ્યતિત કરવું તેવો વિચાર થવા લાગ્યો. પોતાનો પુત્ર રાજ્યગાદીએ બેસે તેવી મહત્વકાંક્ષા હવે રાણીને નહોતી રહી. કુંવર તો પ્રથમથીજ રાજા થવાની ઇચ્છા રાખતો નહોતો.

'કયે સ્થળે જવું?' આ પ્રશ્ન દિન પ્રતિદન રાણીને મુંઝવવા લાગ્યો. દાસી તેના મનની મુંઝવણ સમજી જતાં બોલી; "બા! હું માનું છું કે આપના મનમાં કાંઈ જુદીજ ચીંતા થયા કરે છે?"

"મારી ચીંતાથી તું કયાં અજ્ઞાત છે? મારો ને

તારો દેહ તો લાંબા વર્ષ સુધી ટકવાનો નથી. માત્ર કુંવરની સહજ ચીંતા હતી તે પણ મા ભદ્રકાળીની કૃપાથી દૂર થઈ છે. હવે આ સ્થળે રહેવાની મારી મનોવૃત્તિ ઓછી રહે છે" રાણીએ મનની મુઝવણ જણાવી.

"મારો વિચાર પણ તેવોજ છે બા. જો આપની ઇચ્છા હોય તો આપણે તીર્થયાત્રા કરવા જઇએ અને પછી કોઇ સ્થળે શાંતિથી રહીએ."

"ઝાંઠી આપણે વળી તીર્થયાત્રા શી? બધાંએ તીર્થો આપણી માના ચરણમાં છે. એના ચરણનું શરણ લીધા પછી બીજે શા માટે ફાંફાં મારવાં? માત્ર શાંતિ માટે આ નગરનો પરિત્યાગ કરી કોઈ ગુપ્ત સ્થળે રહેવાની આવશ્યકતા છે."

"બા! ક્ષમા કરજો. જ્યારે માનું શરણ ગ્રહણ કર્યું પછી ગુપ્ત સ્થળે રહેવાની પણ શી જરૂર?"

"જરૂર એટલીજ કે પાપીઓના વધતા જતા કાવા-દાવા માટે માને ઓછી તસ્દી લેવી પડે."

રાણી–દાસી આ પ્રમાણે એક બીજાના વિચારોની આપ–લે કરી રહ્યાં હતાં તે સમયે મહેલ બહારના રસ્તા-પરથી કોઈનો ગાવાનો અવાજ સંભળાયો. થોડી વારમાં તો તે અવાજ પાસે આવવા લાગ્યો.

"મત કર તું ચીંતા,
મુસાફીર મત કર તું ચીંતા.

જીસકા તુને શરણ ગ્રહ્યા હૈ, ઉસકો કર લે યાદ;
તેરે લીયે વો ખડે પગે હૈ, મનપે બોજા નવ લાદ. મુસા૦” ૬

“દાસી ! જોને આ કોણ ગાઈ રહ્યું છે ? જાણે આપણને સંબોધીનેજ ગાતું હોય તેમ જણાય છે.” દાસી બારીએ જોવા ગઇ તેની પાછળ રાણી પણ ગઇ. બંનેની દૃષ્ટિ નીચે ઉભેલ વ્યકિત તરફ પડતાં રાણી બોલી ઉઠી; “અહો ! આ તો કોઇ યોગિની છે ?” બંને જણ નીચે ઉતરી આવ્યાં અને યોગિનીના ચરણમાં પડયાં. “માતા ! પ્રણામ. અમારા દુઃખની જાણકાર દેવી પધારો.”

“ઉઠો બેટા ! શાંત થાઓ. હું દેવી નથી પરંતુ તે દેવીની એક સેવિકા છું. તેની આજ્ઞાથી તમારી પાસે આવી છું. ચાલો પ્રથમ મકાનમાં.” યોગિનીની આજ્ઞા થતાં ત્રણે જણ મહેલમાં આવ્યાં.

જે સમયે રાણી–દાસી વાર્તાલાપ કરતાં હતાં તે સમયે કુંવર માની પુજામાં બેઠેલ હતો. તેને આ બધા બનાવની ખબર નહોતી. તેનું ચીત્ત માના ધ્યાનમાં હતું. એકાએક તેની ધ્યાનસ્થ સ્થિતિમાં ભગવતીએ પ્રેરણા કરતાં જણાવ્યું કે, “વત્સ ! તું મારો છે ને મારો રહીશ; પરંતુ હાલ તારી પાસે આવેલ યોગિની સાથે જા.”

આત્માના અવાજથી કુંવર ન સમજ્યો તેણે માને સામે પ્રશ્ન કર્યો, “મા ! કોણ યોગિની ? અને કયાં છે તે ?”

"માની સેવિકા યોગિની! આ આવી બેટા" આમ જવાબ આપતી યોગિની, રાણી–દાસી સાથે કુંવરના પુજા-ખંડમાં પ્રવેશી. યોગિનીના આમ એકાએક જવાબથી રાણી–દાસી સમજી ન શક્યાં. કુંવરે ધ્યાનસ્થ સ્થિતિમાં જે પ્રશ્ન પૂછ્યો હતો તેની તેમને ખબરજ નહોતી.

કુંવરે પીઠ ફેરવીને જોયું તો જગદંબ સ્વરૂપ નિહાળ્યું. આ જોતાંજ જેમ નાનું બાળક માને ગળે હાથ ભેરવીને વળગી પડે તેમ છલંગ મારતો કુંવર વળગી પડયો. માના એ હૃદયસ્થાને મસ્તક મૂકતાં તેનું હૈયું ભરાઇ આવ્યું. "મા! મા! મા!!!" આમ પોકાર કરતાં અશ્રુથી યોગિનીનો પાલવ ભીંજવી નાખ્યો. જેમ માતા બાળકને જોતાં વધુ વ્હાલસોઈ બની વાત્સલ્ય વર્ષાવી નાખે છે તેમ યોગિની કુંવરને તેડી લેતાં તેના મસ્તકે હાથ ફેરવવા લાગી અને કપાળપર ચુંબનોની ઝડીઓ વર્ષાવવા લાગી. તેના પ્રેમભર્યા નયનોમાંથી હર્ષાશ્રુ વહેવા લાગ્યાં. તેના મુખમાંથી વારંવાર કેવળ "બેટા! બેટા!!" આટલાજ શબ્દો નીકળવા લાગ્યા.

માતા–પુત્રના મીલનમાં એક બીજાને પરસ્પર જે આનંદ મળે છે તેની સાથે સ્વર્ગનો કોઇપણ આનંદ તુલના કરી શકતો નથી. રાણી–દાસી તો આ દૃશ્ય જોતાં સ્તબ્ધજ બની ગયાં. તેઓ ન સમજી શક્યાં કે, 'આ યોગિનીના વેશમાં કોણ છે?' તેઓ તો તેને પોતાનાં ચર્મચક્ષુથી કેવળ

યોગિનીજ નિહાળી રહ્યાં હતાં ત્યારે પરમ બાળ ભકત ભગવતસિંહ સાક્ષાત્ ભદ્રકાળીનાંજ દર્શન કરી રહ્યો હતો.

વાંચક! 'માની સેવિકા યોગિની' આ શબ્દ નીકળ્યા છતાંયે કુંવરને યોગિનીમાં ભદ્રકાળીનાં દર્શન ક્યાંથી થયાં? આ પ્રશ્નનું એટલુંજ નિરાકરણ કે ચર્મચક્ષુ અને દિવ્ય-ચક્ષુમાં ઘણું અંતર છે. વળી ભકતની ભાવના પ્રમાણે ભગવતી દર્શન આપે છે. માતૃદર્શન માટે અધીરૂં બનેલ ચું જગતના સર્વ પદાર્થમાં માને નિહાળી રહે છે. ભકતના માટે ભદ્રકાળીએ અત્યારે યોગિનીના દેહમાંજ પોતાનાં સ્વ સ્વરૂપનાં દર્શન આપ્યાં હતાં.

માની કોટે વળગેલો કુંવર માની આજ્ઞાથી છુટયો. તેણે નેત્રો ખોલી ફરીથી જોયું તો તે મા-યોગિનીના રૂપમાં દેખાયાં. યોગિનીનો પાલવ પકડી રાખતાં બોલ્યો, "મા! હવે મને તરછોડીને ના જઈશ. મને તારી સાથે લઈ જા."

"બેટા! શાંત થા. તારી મનની મુરાદ પૂર્ણ થશે." યોગિનીએ આશ્વાસન આપવા માંડ્યું. "ચાલો હવે આપણે શાંતિથી બેસીએ." આમ કહેતાં યોગિની જોડેના ખંડમાં આવી જેથી તેની સાથે બધાં આવીને બેઠાં. રાણીની અધિરાઈ ખૂટતાં તે બોલી, "દેવી! શાંતિથી બેસવાનું તો અમારા પ્રાલબ્ધમાં લખાયેલ નથી. આપ જે પદ ગાઈ

રહ્યાં હતાં તે સમયે હું અને દાસી એ શાંતિના સ્થાનનીજ વિચારણા કરી રહ્યાં હતાં.”

“શું તમે શાંતિ ચાહો છો?” યોગિનીએ રાણીને પ્રશ્ન કર્યો.

“જી હા, માતા. મારાં આ બા સાહેબ અસાર સંસારથી કંટાળ્યાં છે એને લીધે શાંતિના સ્થાનની શોધમાં હતાં.” દાસીએ જણાવી દીધું.

દાસીના આ પ્રમાણેના કથનથી યોગિનીના મુખપર કંઈક ફેરફાર થઈ ગયો. તે ભવાં ચઢાવી બોલી; “શું તમે સંસાર છોડી જંગલમાં રહીને અથવા ઝુંપડી કે પર્વતની ખોમાં શાંતિ શોધવા ચાહો છો? તમારો આત્મા ભુલાયો છે અને હૃદય ભ્રમમાં પડ્યું છે. સંસારથી કશુંજ બહાર નથી. જંગલ પણ સંસારમાં છે, પહાડ પણ સંસારમાં છે, તમે પણ સંસારમાં છો; ત્યાગીઓ અને તવંગર પણ સંસારમાં છે, જ્ઞાન અને અજ્ઞાન, અશાંતિ અને શાંતિ બધું સંસારમાંજ છે. ત્યાગમાં સંસાર છે, તમારામાં સંસાર છે, મારામાં સંસાર છે, શરીર અને મન પોતે જ સંસાર છે. જ્યાં સુધી એ બે વસ્તુઓ છે ત્યાં સુધી કદિ તે છુટી શકતો નથી. તે તમારા શરીરમાં છે, મનમાં છે, તમારા રોમેરોમમાં છે. ગૃહસ્થાઇ કે સંસારના કાવાદાવાની વસ્તીથી અલગ રહીને તમે શાંતિ મેળવવા ચાહો છો તે તમારી ભૂલ છે.”

"માતા ! આપનું કથન સત્ય છે. અમો માર્ગ ભૂલેલાંને આપજ હવે રાહ બતાવો. આપને મા ભગવતીએ જ મોકલ્યાં છે તો અમારા પર દયા કરો. આ નગરમાં રહેવું તો અમારા માટે અશાંતિ ભરેલું જ છે." રાણીએ નમ્રતાથી દર્શાવ્યું.

"દયા તો મા-ભદ્રકાળીની આપના પર થઇ ચૂકી છે. આપનો દૃઢ નિશ્ચય છે તો હું તમોને અમારા ગુપ્ત નિવાસ સ્થાનમાં લઇ જાઇશ. પછી માની ઇચ્છા હશે તેમ બનશે. ચાલો તૈયાર છો ને ?"

યોગિનીનો આમ એકાએક પ્રશ્ન થતાં કુંવર બોલી ઉઠયો, "હા, મા. હું તૈયાર છું." પરંતુ રાણી-દાસી તો વિચારમાં પડી ગયાં.

"કેમ શો વિચાર કરો છો ? મંત્રીજીનો ભય લાગે છે ? સાથે આવવાની તૈયારી કરવાની બાકી છે કે કશું લઇ લેવું છે ?"

"જી, ના ભય તો નથી પરંતુ ખુલ્લી રીતે આવતાં વચ્ચે વિઘ્ન આવે તેમજ એકદમ તૈયાર શી રીતે થવાય ?"

"જ્યારે આ બધા રાચરચીલામાં મોહ છે, વાટ ખર્ચ માટે થોડું ધન લેવાની ઇંતેજારી છે પછી શાંતિની શોધના શા માટે વિચાર કરો છો ?"

"દેવી ! ક્ષમા કરો. અમો 'મા'ના ખોળે આવવા તૈયાર છીએ."

"ચાલો ત્યારે બહાર આવો" આમ આજ્ઞા કરતાં યોગિની ઉઠી કે તુરતજ કુંવરે તેનો હસ્ત પકડી લઇને ચાલવા માંડ્યું. યોગિનીએ કુંવર તરફ દૃષ્ટિ નાખી મધુર હાસ્ય કર્યું. રાણી-દાસી તેમની પાછળ મહેલની બહાર આવ્યાં. મહેલના પાછળના ભાગમાં ખુલ્લો બાગ હતો ત્યાં કેટલાયે સમયથી પડી રહેલી એક મોટી શીલાની નજીક આવી યોગિનીએ તે પર હાથ મૂકતાં કંઇક અવાજ કર્યો તે સાથે ખરરર કરતી તે શીલા ખસી ને મોટો માર્ગ થઇ ગયો. રાણી-દાસી તો આશ્ચર્ય પામ્યાં, તેઓ કાંઇપણ બોલી શક્યાં જ નહિ. યોગિનીએ દરેકને હવે ચૂપ રહેવા દર્શાવ્યું. પછી તેમાં દરેકને પોતાની પાછળ ઉતાર્યાં. ત્યારબાદ તે શીલા આપોઆપ ખસી હતી તેમ બેસી ગઇ.

એ દિવ્ય યોગિની માનાં ત્રણે પ્રેમી બાલુડાંને મા'ના ખોળે લઇ ગઇ.



# પ્રકરણ ૫ મું

## સાક્ષાત્કાર

હૃદય ભરી પોકારતાં, જોને શું શું થાય?
પ્રેમ-બળ અજમાવતાં, મા દોડી આવી જાય.
પ્રેમભરી તે હસી રહી, રહે ન કંઇ અછતી;
શાને સાફ કરે નહિ, કર લે એક રતી.

× × ×

જેનું ધ્યાન કરવા માટે યોગી લોકો યુગયુગથી મચ્યા રહે છે, તે માનો સાક્ષાત્કાર જલદી મેળવવો મુશ્કેલ છે. કેવળ મુખેથી માનાં કીર્તન ગાવાથી કે 'મા' છે તેમ કહેવાથી મા મળતી નથી. તેના માટે હૃદયમાં અત્યંત વ્યાકુળતા થાય તોજ તે મળી શકે છે. ગમે તેટલાં ધ્યાન કરો, ગમે તેટલા તંત્રના પ્રયોગો કરો પણ જ્યાં સુધી ભકિતરસના રસિક ન બનો ત્યાં સુધી સર્વ વૃથા છે. આપણે માખણ ખાવું છે, પરંતુ દૂધમાં માખણ છે એમ કહેવાથી માખણ મોમાં આવતું નથી. એ તો દૂધને દહીં બનાવીએ અને પછી યુકિતથી માખણ બનાવીએ ત્યારેજ માખણને પ્રાપ્ત કરી ખાઇ શકીએ.

આપણી સંસારીક જનનીનેજ પ્રથમ નિહાળો. જ્યાં સુધી ધાવણું બાળક હાથમાં ધાવણી લઈને ચૂસ્યા કરે છે ત્યાંસુધી તેની મા તેની પાસે આવતી નથી. થોડીવાર પછી બાળક જ્યારે ચૂસણીથી કંટાળે છે અને તેને ફેંકી દઈને રડવા મંડે છે એટલે ગમે તેવા હજારો કામ પડતાં મૂકીને તેની મા દોડતી આવે છે. આજ પ્રમાણે આપણે સંસારીક મોહમાયાના કાર્યને ફેંકી દઇ મા પ્રત્યે હૃદયમાં પ્રેમ ઉત્પન્ન કરી તેને મેળવવા પોકાર કરીશું તોજ મા મળશે.

\+ \+ \+

દુર્ગાગઢના રાજ્ય ઉપર ભારે દુઃખનો ડુંગર પડી રહ્યા છે. ગઇ સાલ ચોમાસુ સુકું જવાથી અનાજ પાકવું જોઇએ તેવું ન પાકયું. આ વર્ષે પણ વર્ષાદનું નામ નિશાને નહોતું. રાજ્યમાં ભારે દુષ્કાર પ્રવર્તી રહ્યો છે. સેંકડો પ્રજાજનો ભૂખે તરફડીયાં મારીને પોતાના પ્રાણનો ત્યાગ કરી રહ્યાં છે. રાજ્યમાં ચારે બાજુથી ત્રાહિ ત્રાહિના પોકાર થઇ રહ્યા છે 'દુર્ગાને બલિ આપવાનાં બંધ થતાં રાજ્યપર દુષ્કાળના ડુંગર તુટી પડયા' એમ કોઇ ચોક્કસપણે માની રહ્યાં છે.

મહારાજા શકિતસિંહ પણ દુષ્કાળનું દુઃખ જોઇને ઘણાજ નિરાશ બની ગયા છે. રાજ્યખજાનો જ્યાંસુધી ભરેલો હતો ત્યાંસુધી તો પ્રજાનાં દુઃખ દૂર કરવામાં બાકી રાખી નહોતી, પરંતુ હવે તો તે પણ ખૂટી ગયો હતો.

બપોરનો સમય છે. દુષ્કાળથી મારી જતી દુર્ગાગઢની પ્રજાને સૂર્યદેવે પોતાનાં પ્રચંડ કિરણોથી અધિક તપાવી છે. આવા વખતે મહારાજ શકિતસિંહ પ્રજાની રક્ષા માટેના વિચારમાં ગમગીન થઈ બેઠા છે.

પ્રજાની રક્ષા માટેના પિતાના વિચારો કુંવરી દુર્ગાદેવી જાણી ચૂકી હતી. તેણી પિતા પાસે આવીને બોલી, "બાપુ! મનુષ્યનું બળ જ્યારે નાશ પામે છે ત્યારે તે દૈવી શકિતને શરણે જાય છે માટે આપણે દુર્ગાનું અનુષ્ઠાન કરાવ્યું હોય તો ઠીક રહે."

"બેટા! એ અનુષ્ઠાન પશુબલિ વિનાનું થઈ શકે ખરું?"

"અવશ્ય થઈ શકે. આપણા રાજ્યગોરને બોલાવી તેમની સલાહ લો."

કુંવરીનો વિચાર ઠીક લાગવાથી રાજાએ રાજ્યગોરને બોલાવવા માટે માણસ મોકલ્યો. રાજાનો હુકમ મળતાંજ રાજ્યગોર આવી પહોંચ્યા. રાણી પ્રતાપબા પણ તે સમયે આવીને બેઠાં.

"ગોરદેવ! મારા પાપને લીધે પ્રજાને અસહ્ય દુઃખ વેઠવું પડતું હોય તો કોઈ એવું અનુષ્ઠાન પશુબલિ સિવાયનું બતાવો કે જેથી મા–દુર્ગા પ્રસન્ન થાય અને દુષ્કાળથી પીડાતી પ્રજા બચે." રાજાએ પોતાનો વિચાર રાજ્યગોરને જણાવ્યો.

"મહારાજ! આપનો વિચાર યોગ્ય છે. શ્રદ્ધા ભકિતથી

ભગવતી દુર્ગાદેવીનું ષોડશોપચારથી પુજન કરતાં જગદંબા પ્રસન્ન થઇને પ્રજાનું દુઃખ દૂર કરશે. વળી તે પુજનમાં પશુબલિનો સમાવેશ પણ નથી થતો.”

“તો ક્યારથી તે કરીશું ?” રાજાએ અધિરાઈથી પ્રશ્ન કર્યો.

“આવતી કાલથીજ શરૂ કરીશું ને ચોથા દિવસે તેની પૂર્ણાહુતિ થશે ”

“આપ તેમાં જોઈતી સામગ્રી જણાવો જેથી હું સર્વ તૈયાર કરાવું.”

રાજ્યગોરે સંપૂર્ણ યાદી ઉતારી આપી. ને તે પ્રમાણે રાણી પ્રતાપબા તથા કુંવરી દુર્ગાપુજનની તૈયારી કરવા લાગ્યાં.

પ્રાતઃકાળથીજ પુજનની શરૂઆત થઇ ચૂકી. પ્રજામાં પણ કંઇક સંતોષ ફેલાયો. પહેલો દિવસ પૂર્ણ થયો. બીજો દિવસ પણ પસાર થઇ ગયો. આજનો દિવસ તે પુજનનો છેલ્લો હતો. આજે હુવનની સમાપ્તી થયા બાદ ભગવતી દુર્ગાને વિવિધ પ્રકારનાં પકવાન અને મિષ્ટાનનો ભોગ ચઢાવવામાં આવશે. દુર્ગાપુજનના અનુષ્ઠાનને લીધે મહારાજ તરફથી ભૂખ્યાંને અન્ન વહેંચવાની જે વ્યવસ્થા હતી તે કોઇ કારણસર રાજ્યગોરની આજ્ઞાથી બે દિવસથી બંધ થઈ ગઇ છે.

અનુષ્ઠાનનો સઘળો પ્રબંધ રાણી પ્રતાપબા અને કુંવરી

દુર્ગાની જાતી દેખરેખ નીચેજ ચાલી રહ્યો હતો. આજના છેલ્લા દિવસની વ્યવસ્થા પણ તેમણે ભારે ઉત્સાહ-પુર્વક કરાવી.

આજના પુજનની સમાપ્તિથી મા–દુર્ગા પ્રસન્ન થઈ પ્રજાનું દુઃખ દૂર કરશે આવો હેતુ જ્યારે રાજાના મનમાં હતો ત્યારે રાણી પ્રતાપબાનું મન કોઈ જુદાજ વિચારે ચાલી રહ્યું હતું. તેમનો ભાવ ભગવતીનો સાક્ષાત્કાર મળે તે પ્રત્યેનો હતો. માના દર્શન અવશ્ય થશે તેજ ઉત્કંઠાથી તેણી પુજન કરી રહી હતી.

પુજનની સમાપ્તિ થવાની થોડી વાર હતી. રાજ-મહેલમાથી વિવિધ પ્રકારની ભોગની વસ્તુઓ દુર્ગા મંદિરમાં પહોંચાડવામાં આવે છે. માણસો દોડાદોડ કરી રહ્યા છે. રાણી અને કુંવરી સઘળી સામગ્રી સારી રીતે ગોઠવાવે છે. આજ સમયે મંદિરના પાછળના દરવાજે કંઈ ગડબડ થતી સંભળાઈ. કુંવરીએ જાતે જઈ તપાસ કરી તો દરવાજા આગળ પ્રજાની ભારે ભીડ જામી છે. કુંવરીની પાછળ રાણી પણ આવીને જોવા લાગી. માતા–પુત્રીને જોતાં પ્રજા એકે અવાજે પોકારી ઉઠી, "દુર્ગાદેવીનો જય!! મહારાણી પ્રતાપબાનો જય!"

પ્રજાજનોના જયજયકારથી દિશાઓ ગાજી ઉઠી. આ ટોળામાં સ્ત્રી, પુરૂષ, બાળક સર્વ સામેલ હતાં, ભૂખથી પીડાતાં સર્વનાં શરીર સુકાઈને લાકડાં જેવાં થઈ ગયાં

હતાં. ગાલમાં ખાડા પડી ગયા છે અને આંખો ઉંડી ઉતરી ગઇ છે. કુંવરીનું હૃદય એ માનવ હાડપિંજરોને જોઇને કંપી ઉઠયું. તેણે કરૂણપૂર્ણ અવાજે કહ્યું, "પ્રજાજનો! તમો શું ઇચ્છો છો?"

લાકડીના ટેકાથી ધીમે ધીમે ટોળામાંથી નીકળીને એક ડોસી કુંવરી પાસે આવીને કહેવા લાગી, "બેટા! હવે દુઃખ સહ્યું નથી જતું. આજે બે દિવસથી બધાને ઉપવાસ છે. અનુષ્ઠાનના લીધે રાજ્ય તરફથી મળતું સદાવ્રત બંધ થઇ ગયું છે. જેથી આજનો ત્રીજો લાંઘો પણ અત્યાર સુધી થયો છે. હવે ભૂખનું દુઃખ સહન નથી થતું. વધુ નહિ તો મુઠી મુઠી અનાજ આપીને પણ બચાવ."

કુંવરીનું ધૈર્ય જતું રહ્યું. સાથે સાથે બોલનાર ડોસી કોઇ જુદીજ વ્યકિત છે તે સહેજ કળી શકી. રાણીનું હૃદય પણ દયાથી પીગળી ગયું હતું પરંતુ અત્યારે પુજનના સમયે શું કરવું તેની મુઝવણમાં પડી.

કુંવરી તેની માતાના મુખપરનો ભાવ સમજી જતાં બોલી, "મા! વિચાર શો કરો છો? માતા દુર્ગા માટે લાવેલી સામગ્રી આ બધાને વહેંચી આપો."

"હેં શું! ભોગની સામગ્રી?" રાણી આશ્ચર્ય પામતાં બોલી ઉઠી.

"હા, હા, ભોગની સામગ્રી. જાઓ લાવો જલદી." આમ કુંવરીની આજ્ઞા થતાં માતા પ્રતાપબા કાંઇ ન બોલી

શકી. તે અંદર આવી અને ભગવતી દુર્ગા તરફ નિહાળી મસ્તક નમાવી પ્રાર્થના કરવા લાગી, "માતા દુર્ગા! ક્ષમા કરજે. પ્રજાનું દુઃખ નિહાળતાં તારી પુત્રીની આજ્ઞાથી હું તારી આ સામગ્રી અભાગિયાના પ્રાણના રક્ષણ માટે લઇ જાઉં છું. જો તેમાં કંઇ અપરાધ થતો હોય તો તેની શિક્ષા મને જ કરજે."

પ્રાર્થના કરીને રાણીએ એકવાર માતા દુર્ગાની મૂર્તિ તરફ જોયું તો માલૂમ પડ્યું કે, જાણે ભગવતી દુર્ગા પ્રેમભરી નજરથી રાણી તરફ જોઇ રહી હતી.

રાણીએ સર્વ સામગ્રી માણસદ્વારા બહાર મંગાવી. કુંવરી અને રાણીએ તે સર્વ પદાર્થો ભૂખ્યાંજનોને વહેંચી આપ્યા. બધાં આનંદથી ખાવા લાગ્યાં. ટોળામાંથી આગળ આવેલ ડોસી લાકડીના ટેકે ઉભી રહી છે. બધાંને ખાતાં જોઈ તેણીની આંખમાંથી આનંદનાં અશ્રુ સરી રહ્યાં. રાણી–કુંવરી પણ જનસમુદાયને સંતુષ્ટ ચિત્તે જોતાં આનંદાશ્રુ વહેવડાવા લાગ્યાં.

સામગ્રી સર્વને વહેંચી રહ્યા બાદ પાસે ઉભેલી ડોસી તરફ કુંવરીની દૃષ્ટિ પડી. તેને જોતાં પોતાની માતાને સંબોધીને બોલી, "બા! તમે સર્વને આપ્યું પણ આ ડોસીને તો આપવાનું ભૂલી ગયાં!"

જાણે મોટો ગુન્હો કર્યો હોય તેમ ભયભીત થતાં રાણી બોલી, "માજી! ક્ષમા કરો. હવે તો આ એક

પુરીનો ટુકડોજ વધ્યો છે. તે આપ સ્વીકારો. બીજાને અપાવનાર ઓ પરોપકારી ડોસી મા! આપને આપવાનું હું ભૂલી ગઇ પરંતુ આપે કેમ ના માગી લીધું ?"

"મહારાણી! આ બધાંને ખાતાં જોઇનેજ મારી ભૂખ લાગી ગઈ છે. એ પુરીનો ટુકડો તમેજ ગ્રહણ કરો. કારણ આપ પણ સવારનાં ભૂખ્યાં છો." ડોસીએ રાણીનો હાથ પાછો વાળ્યો.

"ના, માજી ના, હું ભૂખી છું તેની પણ તમને ચીંતા છે? સાચું કહો ઓ માજી આપ કોણ છો ? લો આટલું તો આપને ખાવુંજ પડશે." આમ કહેતાં રાણીએ પોતાને હાથે ડોસીમાના મોમાં પુરીનો ટુકડો ખોસી ઘાલ્યો. ડોસીમા હસતાં હસતાં તે ખાઇ ગયાં.

કુંવરી આ દૃશ્ય નિહાળી સ્તબ્ધ ઉભી રહી હતી. તેણે ડોસીમાને કંઇક ઇશારત કરી ને તુરતજ તેમનું સ્વરૂપ બદલાઈ ગયું. જે રૂપનાં દર્શન થયાં તે નિહાળતાંજ રાણી બોલી ઉઠી, "ઓ મા! દુર્ગા–મા!"

રાણી બાહ્યચેતન ગૂમાવી બેઠી અને માના ચરણોમાં ઢળી પડી થોડીક પળો વીત્યા પછી રાણી સ્વસ્થ થતાં ઉંચું જુએ છે તો ત્યાં કોઇએ ન દેખાયું. કુંવરી તુરતજ બોલી ઉઠી, "મા! શાંત થાઓ. આપની મનોવાંચ્છના આજે મા–દુર્ગાએ પૂર્ણ કરી."

"એ તારી કૃપાને લીધે બેટા! નહિ તો હું અભાગિણી

ક્યાંથી માનો સાક્ષાત્કાર કરી શકત ? મારી પ્રથમની ઉમેદ પણ માએ આજે હાથોહાથ જમીને પૂર્ણ કરી. ખરેખર માની દયા અપાર છે !" રાણીના આનંદની આજે પરિસીમા ન રહી. જમતો જનસમુદાય ફરીથી પોકાર પાડી ઉઠયો, "રાણી પ્રતાપબાની જય ! કુંવરી દુર્ગાદેવીની જય !"

આજ સમયે રાજ્યગોર સાથે રાજા આ સ્થળે આવી પહોંચ્યા. બંને જણા એ દૃશ્ય જોઇને ચકિત થઇ ગયા. રાજ્યગોરના મુખમાંથી નિરાશાના શબ્દો નીકળી ચૂકયા કે, "બસ ખલાસ. સર્વ નાશ થઇ ચુકયું ! ભગવતી-દુર્ગાના ભોગ પહેલાં મનુષ્યો જમી લેવાથી નૈવેદ્ય નકામું ગયું. છેલ્લા દિવસનું અનુષ્ઠાન નિર્વિઘ્ને પુરૂં ન થઇ શકવાથી આખા પુજનનું વિધાન નિષ્ફળ થઇ ગયું. ભગવતી દુર્ગાના મહાક્રોધથી રાજ્યપર આથીએ વધારે મુશ્કેલી આવી પડશે !"

રાજ્યગોરનું આ કથન સાંભળતાં રાજા શક્તિસિંહ ભયભીત થઇ ગયા. તેમણે રાણી–કુંવરી પ્રત્યે તીવ્ર દૃષ્ટિ નાખતાં એટલુંજ કહ્યું, "તમે આ શી મૂર્ખતા કરી ?"

"બાપુ ! ક્ષમા કરો. તેમાં મારી માતાનો દોષ નથી તે સામગ્રી મેંજ વહેંચી આપી છે." આમ કહેતાં કુંવરી રડી પડી.

રાજા ગુસ્સે ભરાઇ ત્યાંથી ચાલ્યો ગયો. રાણી–કુંવરી પણ માતા દુર્ગાનાં દર્શન કરી મહેલમાં ગયાં. રાજ્યગોર ને માણસો પણ ચાલ્યા ગયા.

રાજ્યમહેલમાં ગયા પછી પણ ત્રણેમાંથી કોઈએ એક બીજાને ન મળ્યાં. સર્વ પોતપોતાના ખંડમાં રહ્યાં. જ્યારે રાણી–કુંવરીને આજે આનંદ હતો ત્યારે રાજા સૂતાં સૂતાં ગભરાટના માર્યા દુર્ગાનો કોપ હજુ કેટલો ઉતરશે ? શું થશે ? આવાજ વિચારમાં પડયા હતા.

રાત્રીનો અંધકાર છવાઈ ગયો. જે વાદળ સ્વસ્થ દેખાતાં હતા ત્યાં અચાનક પાણીથી ભરાયેલાં દેખાવા લાગ્યાં થોડીવારમાં તો ગાજવીજ સાથે મુશળધાર વર્ષાદ પડવા લાગ્યો. રાજાના હર્ષનો પાર ન રહ્યો. હૃદયે શાંતિ થતાં નિંદ્રા આવી ગઈ. ભગવતી દુર્ગાએ રાત્રીએ સ્વપ્ન-દ્વારા રાજાને તથા રાજ્યગોરને દર્શાવ્યું કે, “કુંવરીએ મારા ભોગની બધી સામગ્રી મારા હજારો મુખમાં મૂકી છે.”

પ્રાતઃકાળ થતાં રાજ્યગોર રાજ્યમહેલે આવી પહોંચ્યા ને હર્ષ પામતા બોલ્યા, “મહારાજ ! તમારી ભક્તિથી ભગવતી પ્રસન્ન થઈને અધુરૂં અનુષ્ઠાન પણ સફળ કર્યું !”

“હા ગોરદેવ. એ બધી કૃપા કુંવરી દુર્ગાની છે.”

રાજ્યમાં પણ સર્વત્ર આનંદ આનંદ છવાઈ ગયો. રાજાનાં અને રાણી–કુંવરીનાં સર્વ વખાણ કરવા લાગ્યાં.



# પ્રકરણ ૬ ઠ્ઠું



## આવિર્ભાવ

કદી હસતા કદી રડતા, કદી નાચી કુદી ફરતા;
ન લજ્જા લોકની ધરતા, ન પરવા કોઈની કરતા.
કદી કોઇને જડી જાતાં, જગત ગાંડા ગણી લેતા;
પ્રબળ એ ભક્તિવાળા જન, જહાં તાંહી નહિ જડતા.

\+ + +

શ્રદ્ધા અને વિશ્વાસની સાથે ભગવતીને જે ભાવથી ભજે છે તેજ ભાવથી ભગવતી ભકતને મળે છે. જે ઇશ્વર સીતા અને રાધાને પતિ રૂપમાં મળ્યા, કૌશલ્યા અને યશોદાને પુત્ર રૂપે મળ્યા, સુગ્રીવ અને અર્જુનને સખા રૂપમાં મળ્યા, રાવણ અને શિશુપાળને શત્રુ રૂપમાં મળ્યા તેજ ઇશ્વર કળિકાલની શરૂઆતમાં અનેક ભકતોને પીતા રૂપમાં મળ્યા અને પછીથી થોડાંકજ વર્ષોપર માતા રૂપમાં પણ મળી ચૂકયા છે. ભગવતી સર્વત્ર અને સર્વદા વ્યાપક તો છે, પરંતુ જ્યાં પ્રેમ ત્યાં ભકતની ઇચ્છા પ્રમાણેના સ્વરૂપમાં સાક્ષાત પ્રકટ થાય છે.

જેને ભગવતી મળ્યાં છે તેનામાં પછી તેનો આવિર્ભાવ થાય છે. આજે ભગવતીનો આવિર્ભાવ પામેલા મનુષ્યો ઘણા ઓછા મળી આવે છે બાકી દાંભિકતાનો તો આજે જ્યાં ને ત્યાં રાફડો જ ફાટયો છે. જરાક માતાની પૂજા-આરતી કરી કે, પછી અંબાજી, બહુચરા ને કાળકા મા પધાર્યાની વાતો ચાલવાની જ. જો એમ દરેક સ્થળે માતા પધારતી હોય તો આ હડહડતો કળિયુગ પવર્તે જ કયાંથી ?

માનો આવિર્ભાવ જેનામાં થાય છે તેનાં લક્ષણો જુદાં જ હોય છે. તેને ઓળખવા પણ મુશ્કેલ હોય છે. આવા ભકતજનો માના પૂર્ણ ભકત હોય છે. માંનાં દિવ્ય દર્શન તેમને મળી ચૂકેલાં હોય છે. તેઓ માનું નામ લેતાં કોઇવાર રડે છે, તો કોઇવાર હસે છે, કોઇવાર નાચે છે અને કોઇવાર શાંતિથી ગાય છે. જેનામાં આવી ભકિત જોવામાં આવે તો નિશ્ચય જાણવો કે તેના દ્વારા ભગવતી પોતે આવિર્ભાવ પામ્યાં છે.

× × ×

યોગિની રાણી વિજયવંતીના મહેલ પાછળના બાગમાંથી ગુપ્તમાર્ગ દ્વારા ત્રણેને ભવાનીદેવીવાળા પોતાના ગુપ્ત આશ્રમમાં લાવી. અત્રેની ગુપ્ત ગુફાની માહિતી તેમજ ત્યાંના મહાત્મા સંબંધની સર્વ હકીકત શકિતવિજયમાં આવી ગયેલ છે, તેમજ યોગિની અને મહાત્મા કોણ છે ? તથા તેમનું કર્તવ્ય શું છે ? તે પણ તેમાં જણાવી ચુકેલું છે.

આ મહાત્માશ્રીની આજ્ઞાથી યોગિની ત્રિપુટીને તેડવા માટે આવેલી હતી. અને મહાત્માશ્રીને શ્રી ભગવતી ભવાની તરફથી આજ્ઞા થઈ હતી. રાજ્ય સાથે નિકટનો હિતેચ્છુ સંબંધ આ સંસાર ત્યાગી યોગિની–મહાત્મા શા માટે રાખતાં હશે? તે જીજ્ઞાસા વાચક વર્ગને થશે પરંતુ શકિતવિજયમાં તેનો પણ ઉકેલ અપાઈ ચુકેલ છે.

રાણી–કુંવર અને દાસી આ ત્રિપુટીને આશ્રમમાં આવ્યે કેટલાક માસ વીતી ગયા છે. જે સુખ તેઓ રાજ્યમહેલમાં ભોગવી શકતાં નહોતાં તે અહીં ભોગવી રહેલ છે. નદીના મીઠા ઝરણાનું પાન, જંગલના કંદમૂળનો આહાર, કુદરતના ખોળામાં વિહાર અને ચોવીસે કલાકનો મહાત્મા–યોગિનીનો સત્સમાગમ પછી તેમના આત્માને શાંતિ કેમ ન મળે?

જ્યારે આ ત્રિપુટી આશ્રમમાં શાંતિ ભોગવી રહ્યાં હતાં ત્યારે ભવાનીપુરનો મંત્રી કોઈ જુદાજ પાસા નાખી રહ્યો હતો. મંત્રીના હૃદયે પ્રથમ તો ત્રિપુટીના એકાએક ગૂમ થવાથી મહા આનંદ છવાયો હતો, પરંતુ જ્યારે પ્રજામાં જુદી જુદી અફવાઓ ઉડી રહી ત્યારે તેની શાંતિમાં ભંગ પડવા માંડયો. પાસા ફેંકનારના પાશા કયાં સુધી સીધા ચાલે? પ્રથમ તો તેણે સેનાપતિ તથા રાજ્યના મુખ્ય અમલદારોને લાંચ રૂશ્વતથી કબજે કરી લીધા પરંતુ પ્રજામાં પડેલા થોડા ઘણા પણ વિરોધથી તે પદ્ધતિસર પ્રમાણે ગાદી પર નહોતો બેસી શકતો.

પોતાની મનોકામના પૂર્ણ કરવા તે સેનાપતિ સાથે ગુપ્ત વિચારણા ચલાવી રહ્યો છે

"મારો તો વિચાર છે કે આપ ગાદીપર બેસીજ જાઓ પ્રજાને હું મારી સમશેરથી વશ રાખીશ." સેનાપતિએ હિંમત આપી.

"સેનાપતિ! આપની હિંમત ને વિશ્વાસથી મારી ફત્તેહ છે, પરંતુ પ્રજામાં લોહી રેડાતાં ગાદીએ બેસવું તે એક અપશૂકન તો-ખરા!"

"લોહી રેડાયા વિના કયા રાજાઓ ગાદીએ બેઠા છે? વળી આપણે તો ખાલી ધમકી આપવાની છે તમે તમારે કાલેજ ગાદી પર બેસી જાઓ પછી બધું હું જોઇ લઇશ." સેનાપતિની પૂર્ણ હિંમતથી ગાદીએ બેસવાનું નક્કી કર્યું.

બીજા દિવસના મંગળ પ્રભાતનો ઉદય થયો. સભા ચિક્કાર ભરાઇ ગઇ છે. યોગ્ય શબ્દોમાં સેનાપતિએ ભાષણ કર્યું ને રાજમુગટ મંત્રીજીના મસ્તકે મૂકવા રાજ્યગોરને આજ્ઞા કરી. રાજ્યગોરે તીલક કરી મુગટ મૂકવા હાથ ઉંચો કર્યો ને જ્યાં મસ્તક પર મૂકવા જાય છે તે સમયેજ સણુણુ કરતું તીર આવતાં રાજ્યગોરના હસ્તને વીંધી નાખ્યા. મુગટ પડી ગયો. તીર ક્યાંથી આવ્યું? અને એકાએક આ શું બન્યું? તે જોઇ સભા વિસ્મય પામી. તીર ફેંકનાર બૂરખાધારી વ્યકિત છલંગ મારતી કૂદી આવી ને ઝડપથી મુગટને ઉઠાવી લીધો.

સમશેરબાજો સમશેર ખેંચે તે પહેલાં તો ત્વરીત વેગે છલંગ મારતી તે સભા બહાર નીકળી ચૂકી. પકડો પકડોના અવાજ થતામાં તો તે વ્યકિતએ પણ તીરનો વરસાદ વરસાવી મૂકયો. ઘોડેસ્વાર થતાં તેણે પોતાના મુખપરનો પડદો દૂર કર્યો ને જોતાંજ ભલભલા સિપાઇઓ પાછા પડયા. સર્વ કોઇ આશ્ચર્ય સાથે બોલી ઉઠયા કે; "આ તો માનગઢની મહારાણી સરયૂ!"

સરયૂ નામ સાંભળતાં સેનાધિપતિ અને મંત્રીજીના પણ હોશકોશ ઉડી ગયા. સભા બરખાસ્ત થઇ ને સેનાધિપતિ તથા મંત્રીજી બંને મહેલે ગયા.

"હું નથી સમજી શકતો કે સરયૂને મુગટ લઇ જવાની શી જરૂર પડી ?" સેનાપતિએ ખુરશીપર બેસતાં અત્યાર સુધીનું મૌન તોડયું.

"સેનાપતિ ! તમે ભલે ન સમજ્યા પરંતુ હું તો સમજી ચૂકયો છું કે કુંવર તથા રાણી તેના આશરા નીચે ગયેલાં હોવાં જોઇએ." મંત્રીજીએ પોતાનો વિચાર દર્શાવ્યો.

"તેમ તો નજ બને. ગમે તેટલું તોય એક વખતની જે દુશ્મન તેના શરણે કદી ન જાય !"

"તમે ભૂલો છો. જો તેમ ન હોય તો સરયૂને રાજમુગટ લઇ જવાનું બીજું પ્રયોજન શું હોય ?"

"પ્રયોજન ગમે તે હોય પરંતુ આપણે હવે શું શાંત બેસી રહેવું છે ? આ તો એક શત્રુ ઉભો કર્યો અને

આખા ભવાનીપુરની ક્ષત્રીવટને લાંછન લગાડયું !" સેનાધિપતિ જરા ઉકળાઇ ગયા.

"ઉપાય એકજ છે. રાણી સરયૂને પ્રપંચ કે રાજ્યનો અમુક ભાગ આપવાની લાલચથી છેતરવી ને તે વચ્ચે ન આવે તેમ પ્રબંધ કરવો. પછી રાણી-કુંવરની શોધ કરી તેમનો ગુપ્ત નાશ કરવો." મંત્રીજીએ પોતાનો દુષ્ટ વિચાર દર્શાવ્યો.

ગુપ્ત સંકેલના કરી બંને જણા છુટા પડયા. સેનાપતિ બારણા બહાર નીકળે તે પહેલાંજ એક તીર આવીને બંને વચ્ચે પડયું. તેમાં વીંટેલો પત્ર દેખાયો. સેનાપતિએ તુરતજ લઇને ખોલ્યો. વાંચતાંજ તેમનાં ગાત્ર ઢીલાં થઇ ગયા.

પત્ર

"પાપાત્માઓ ! તમે જેનો નાશ કરવા ઇચ્છો છો તે રાણી-કુંવરનો વાંકોવાળ કોઇ કરનાર નથી. તેઓ મારે શરણે નથી પરંતુ ભગવતીના શરણે છે. હું તેમને શોધી કાઢીશ અને પછી કુંવર ભગવતસિંહને ગાદીએ બેસાડીશ. જો તમો તેમાં વિઘ્ન નાખશો તો હું તેજ સરયૂ છું કે જેના હાથની આપને ગઇ લઢાઇમાં ખબર પડી ચુકી છે. કુંવર ભગવતસિંહને માટે આખું માનગઢ સાફ થઇ જતાં સુધી તૈયાર છે !"

લી.

માનગઢની મહારાણી

સરયૂના જયકાલી.

મંત્રી–સેનાપતિએ બહાર આવીને ચારે બાજુએ જોવા માંડયું પરંતુ તીર ફેંકનારનો પત્તો કયાંથી હોય !

વાંચક ! સરયૂની લઢાયક શકિત તો આપણે શકિત-વિજયમાં જોઇ ગયા છીએ. તે સમયે તેણી પોતાની શકિતનો જે ઉપયોગ કરતી હતી તેના કરતાં આ સમયનું કાર્ય તેનું જુદુંજ હતું. એ પાપનુ પ્રાયશ્ચિત્તજ આજે ભગવતસિંહની તરફેણમાં રહીને કરવા માગતી હતી. તેની પાલક માતા રાણી ભવાનીના સ્વર્ગવાસ પછી માનગઢના તમામ સૈનિકો પાસે લૂંટારાનો ધંધો ન કરવાના શપથ લેવરાવ્યા બાદ તેણી પોતે પણ યોગ્ય રીતે રાજ્ય ચલાવી રહી હતી. જ્યારે આસુરી શકિતનો નાશ થાય છે ત્યારે દૈવી શકિતની પ્રેરણા વધુ મળે છે તે પ્રમાણે પોતાની ઇષ્ટદેવી કાલીકાની ઉપાસનામાં રહેવાથી પ્રથમના પાપના પ્રાયશ્ચિત માટે ભગવતસિંહની સહાયે જવાનો દેવી તરફથી તેને આદેશ મળેલ હતો. ભવાનીપુરમાં જે યોગ્ય સમયે તે આવી પહોંચી તેમાં પણ કાલીકૃપાજ હતી.

ભવાનીપુરમાં તેના સાથીદારો સાથે ગુપ્ત વેશમાં પ્રવેશી ભર સભામાંથી રાજમુગટ લઇ જઇ, મંત્રી-સેનાપતિની ગુપ્ત વિચારણાને તેણે તોડી નાખી. ત્યારબાદ તેણે ભદ્રકાળીના મંદિરમાં જઇ દર્શન કર્યાં. ત્યાંજ તેણીએ પ્રતિજ્ઞા કરી કે, "હે મા ! જ્યાં સુધી હું તારા પુત્રને શોધી નહિ કાઢું ત્યાં સુધી મારે અન્નજળ હરામ છે. મા ! તું મને મારા કાર્યમાં મદદ નહિ કરે ?"

જાણે સરયૂની પ્રાર્થના મા સાંભળી ચુકી હોય તેમ તેને જણાયું. તેણીએ જ્યાં જરા નેત્રો બંધ કર્યાં કે તુરતજ માએ તેના હૃદયમાં કંઇક પ્રેરણા કરી. તે સાથેજ તેણી માને પ્રણામ કરી દોડતે ઘોડે ચાલી નીકળી.

ભવાનીપુરની રાજસભામાં આ પ્રકારની જે ધાંધલ મચી ગઇ તેની ખબર ગુપ્ત આશ્રમમાં યોગિની તથા મહાત્માશ્રીને પોતાની યોગવિદ્યાને બળે જાણ થઇ ચૂકી હતી, પરંતુ કુંવર રાજ્ય કરવા ઇચ્છતો ન હોવથી તેને માટે શું કરવું તેનાજ વિચારમાં તેઓ બંને હતાં.

રાણી પોતાના પુત્રમાં ભગવતીનો પૂર્ણ આવિર્ભાવ થયો છે તે સમજી ન શકવાથી બે ત્રણ દિવસથી કંઇક ચીંતાતુર હતી. પુત્રની વર્તણુંક કેવળ ગાંડા મનુષ્ય જેવી નિહાળી કઇ માતાનું હૃદય ન દુભાય? અધુરામાં પૂરૂં કુંવર ગુપ્ત આશ્રમમાં પણ જોવામાં ન આવ્યો જેથી તેણી યોગિની પાસે જતાં બોલી ઉઠી, "માતાજી! કુંવર આશ્રમમાંથી ક્યાં ગયો?"

"બ્હેન! શાંત થા. તારો પુત્ર તે તારો નથી પરંતુ ભગવતી ભદ્રકાળીનો છે. તેના માટે ચીંતા ન કર. તું તો અહીં શાંત બેસી રહી છે પરંતુ મા ભદ્રકાળી તેના માટે બહાર શું કરી રહી છે તેની તને ક્યાંથી ખબર હોય? કુંવર બહારના મંદિરમાં ગયો છે." યોગિનીએ રાણીને શાંત પાડવા માંડી.

"તે કોઇ દિવસ નહિ ને આજે કેમ ગયો? શી રીતે ગયો? તેને તે માર્ગ કોણે બતાવ્યો?" આમ બે ત્રણ પ્રશ્નો રાણીએ કાઢી નાખ્યા.

"તેને મા-ભગવતીએજ બોલાવ્યો છે પછી તેને માર્ગ બતાવનાર બીજું કોણ હોય?"

"તમે મને તેની પાસે લઇ જાઓ અગર તેને બોલાવી લાવો." હજીપણ રાણીએ અધિરાઇ દર્શાવી.

"બ્હેન, ચાલો તમારા કુંવર પાસે લઇ જાઉં." આમ કહી આગળ યોગિની અને પાછળ રાણી બન્નેજણ આશ્રમ બહાર કેટલીક ખીણો વટાવતાં મંદિર તરફ આવવા લાગ્યાં.

આશ્રમમાંથી મંદિરમાં આવવાના બે માર્ગ હતા. એક તો ભવાની મૂર્તિવાળો ગુપ્ત માર્ગ જે શક્તિવિજયમાં દુર્ગાના બચાવ સમયે જોઇ ગયા તે અને બીજો જરા લાંબો જાહેર જેવો માર્ગ હતો. ગુપ્ત માર્ગે યોગિની રાણીને ન લાવી તેનું કારણ એટલુંજ હતું કે કુંવર તે માર્ગેથી પસાર થઇ ચૂકયો હતો ને મૂર્તિ પ્રથમની માફક બેસી ગયેલી હતી, બીજું ત્યાં કંઇ જુદોજ બનાવ બની રહેલો હોવાથી તેમાં એકદમ ભંગ ન પડે તેટલા માટેજ યોગિની મહાત્માશ્રીની આજ્ઞા મેળવી બીજા માર્ગે રાણીને લઇ જઇ રહી હતી. રાણીની સાથે દાસી પણ પાછળ પાછળ ચાલી આવતી હતી.

જ્યારે આ ત્રિપુટી મંદિર તરફ આવતી હતી ત્યારે કુંવર કોઇ શાંત ચિત્તે મંદિરમાં માતા ભવાની સમક્ષ

તેનું ભજન કરી રહ્યો હતો. તે ઘડીકમાં ગાતાં ગાતાં રડી પડતો તો ઘડીકમાં હસતો. તેનો મજબુત બાંધો, ગૌરવર્ણું શરીર ને સુંદર જટા જોતાં જાણે કોઇ મહા યોગી હોય તેમ જણાતો હતો. આ સમયે તેને કોઇ રાજકુંવર છે તેમ ભાગ્યેજ કલ્પી શકે.

કુંવરે માતાના ચરણોમાં માથુ મૂકેલું છે. જાણે ભવાની તેના મસ્તકે હસ્ત ફેરવી રહી હોય તેમ પોતે અનુભવતાં તેના આનંદની પરિસીમાજ નહોતી. આવી અવસ્થામાં તેનામાં બાહ્ય ચેતન તો હોયજ ક્યાંથી?

બરાબર આજ સમયે મંદિર બહાર ઘોડાના પગલાનો અવાજ સંભળાયો ને પાછો બંધ થઇ ગયો. થોડી વારમાંજ કોઈ વ્યકિત શાંત રીતે આવી અને મંદિરમાં પેસતાં - જાણે પોતાની ધારણા સફળ થઇ હોય તેમ તેના મુખપરનો ભાવ કહેવા લાગ્યો. પળવારમાંજ તેણે પોતાનું કાર્ય કરી લીધું.

કુંવર હજુ પણ બાહ્ય ચેતનમાં નહોતો આવ્યો. આવનાર વ્યકિતનુ કાર્ય સમાપ્ત થયું ત્યાં મંદિરના બીજા દરવાજે કોઇ બોલતું બોલતું આવતું હોય તેમ જણાયું જેથી પ્રથમની વ્યકિત તાત્કાલીક સંતાવાનું બીજું સ્થળ ન જડતાં પ્રચંડ મૂર્તિની પાછળ સંકોચાઇને સંતાઈ ગઇ.

"જુઓ બ્હેન! આ આપનો કુંવર!" આમ બોલતાં યોગિનીએ મંદિરમાં પ્રવેશ કર્યો.

"ન હોય મારો કુંવર. મારા કુંવરને માથે રાજમુગટ

ક્યાંથી ?" આમ પ્રશ્ન કરતાં રાણીએ જરા આગળ આવીને કુંવરના મુખ તરફ જોયું. તે જોતાંજ આશ્ચર્ય પામી. "મારા કુંવરને માથે મારા પતિનો મુગટ ક્યાંથી ?" આજ સમયે કુંવર પણ ચેતનાવસ્થામાં આવ્યો ને તે પણ માથે મુગટ જોતાં બોલી ઉઠયો, "મારે માથે મારા પિતાજીનો મુગટ ક્યાંથી ?"

" મા–ભદ્રકાળીની કૃપાથી !" આમ ઉત્તર આપતી સંતાયેલી વ્યક્તિ બહાર આવી. બહાર આવતાં બધાની વચ્ચે યોગિનીને નિહાળતાં તેના મુખમાંથી "કોણ માતા યોગિની ?" આ શબ્દો નીકળી ચૂકયા.

"હા, બેટા, સરયૂ. હું યોગિની ! ધન્ય છે ! તારી દૈવી શકિતને ! તારા પાપનું પ્રાયશ્ચિત તેં આજે બરાબર કર્યું !"

"પણ માતા ને તમે ક્યાંથી જાણ્યું ?" સરયૂએ યોગિનીને પ્રશ્ન કર્યો.

"બેટા ! યોગવિદ્યાના બળે." યોગિનીએ ટુંકોજ જવાબ આપ્યો. ત્યારપછી યોગિનીએ માનગઢની મહારાણી સરયૂની ઓળખાણ કરાવી અને ભવાનીપુરમાં બનેલી સર્વ બીના રાણી–કુંવરને સમજાવી.

પોતાનો એક વખતનો દુશ્મન આજે દાનો તો શું પરંતુ પોતાના માટે જીવલેણ સાહસ ખેડી રહ્યો છે તે જોઈ સરયૂ માટે રાણી ધન્યવાદ માનવા લાગી. "બ્હેન ધન્ય છે તારી જનેતાને ?"

'જનેતા' શબ્દ સાંભળતાં સરયૂની આંખમાંથી એકાએક અશ્રુ સરી પડયાં. તે જોઇ રાણી સમજી કે તેની માતા રાણી ભવાની સ્વર્ગવાસ થઇ ગઇ છે તે તેને યાદ આવી હશે જેથી શાન્તવન આપતી બોલી, "મ્હેન! જીવનમાં કોઇનાં માતપિતા ઠેઠ સુધી કદી પહોંચ્યાં છે?"

"માતા! હુંજ નથી જાણતી કે મારી જનની હયાત છે કે મૃત્યુ પામી છે! રાણી ભવાની તો મારી પાલક માતા હતી." સરયૂએ નીસાસો નાખતાં જણાવ્યું. થોડીવાર મૌન રહ્યા બાદ પાછી કાંઈ વિચાર આવતાં યોગિનીને સંબોધતાં પૂછવા લાગી, "માતા! આપે મને દુર્ગાના બચાવ વખતે પુત્રઘાતિની કહ્યું હતું તો આપ સત્ય કહો કે મારી સાચી જનની આપ નથી?" આમ કહેતાં સરયૂ યોગિનીના ચરણમાં ઢળી પડી. યોગિની તેને બેઠી કરતાં બોલી, "ઉઠ, બેટા! તને જન્મ આપનાર જનની હુંજ છું."

"શું તુંજ મારી મા?"

"હા, બેટા હા. રાણી ભવાનીના લુંટારાઓજ તારા પિતાનો નાશ કરી તને બાલ્યાવસ્થામાં લઇ ગયા હતા. તે સમયે હું અબળા હતી, મહાત્માજીની કૃપાને લીધેજ આજે એક પ્રબળા બની છું. ચાલો પ્રથમ આશ્રમમાં ત્યાં જઇને શાંતિથી બધું જણાવીશ." આમ કહી યોગિની બધાંને મોટા રસ્તેથી આશ્રમમાં લઇ ગઇ.



ભવાની મંદિરની ભવ્ય મૂર્તિ

# પ્રકરણ ૭ મું

## માનવ કે દેવ!

જન્મ્યો માનવ તું ભલે પણ થઈ શકીશ તું દેવ.
હોય હૃદયે ભાવના ને સેવાભાવને સેવ.
શક્તિ ને આરાધના વળી પવિત્રતા જો હોય,
દુનિયા દેવ ગણી પૂજે માનવ કહે ન કોઇ.

\+ \+ \+

માનવની ભાવનાજ દેવ છે. માણસમાં શક્તિ જોઈએ. જો તેનામાં શક્તિ હોય, આરાધના હોય, પવિત્રતા હોય, સેવાભાવ હોય અને એકાગ્રતા હોય તો તે પાષાણમાં પણ પ્રાણ ફૂંકી શકે છે. શક્તિથી શિવાજી આજે પૂજાઈ રહ્યા છે, આરાધનાથી પૂ. સ્વામીશ્રી રામકૃષ્ણદેવ પૂજાયા, પવિત્રતા ને સેવાભાવથી ઘણાએ માનવો દેવ તરીકે પૂજાયાના દાખલા આપણા ભારતવર્ષના ઈતિહાસમાં મોજુદ છે.

માનવમાં માનો આવિર્ભાવ આવ્યા બાદ તેને પોતાને તો પૂજાવવાની જીજ્ઞાસા નથી હોતી પરંતુ જતે દિવસે જગત તેને દેવ તરીકે પૂજે છેજ.

પૂ. સ્વામી રામકૃષ્ણના જીવનમાં પણ જોતાં જણાય છે કે પ્રથમ તેમને આવિર્ભાવ આવેલો જોઇ લોકો ગાંડા ગણતા પરંતુ પછીથી તેજ લોકોએ તેમને દેવ તરીકે પૂજ્યા.

× × ×

આવિર્ભાવ પામેલાઓ સ્વર્ગના સુખોની પણ ઇચ્છા નથી કરતા પછી આપણા આ કુંવર ભગવતસિંહને રાજમુગટ કે રાજ્યગાદી ક્યાંથી પસંદ પડે? 'ભવિષ્યમાં પણ રાજા થવું પડશે.' તેમ તેને આશ્રમમાં થતી વાતચીત પરથી ખાત્રી થઈ ચૂકી હતી આથી તે ઉદાસ રહેવા લાગ્યો.

તેની ઉદાસીનતાનું કારણ જાણતાં મહાત્માશ્રી પોતાની પાસે બોલાવી ઉપદેશ આપવા લાગ્યા "બેટા! તું તારૂં જીવન જે રીતે વીતવવા માગે છે તે સાચું છે, પરંતુ યોગી હંમેશાં બે પ્રકારના હોય છે. પ્રકટ યોગી અને ગુપ્ત યોગી. સંસારમાં કેટલાક ગુપ્ત યોગી પણ હોય છે. સંસારમાં રહીને મનથી બધો ત્યાગ કરતાં રહી શકાય છે, તેમને ખુલ્લો ત્યાગ કરવાની જરૂર નથી."

"દાદા! આપ મને બાળક ધારીને કેવળ પટાવવાની વાત કરો છો. સંસારમાં રહીને કદાચ જ્ઞાની થઇ શકાય પરંતુ યોગી તરીકે તો નજ રહેવાય."

"બેટા! પાન પાકું થાય એટલે એની મેળે ખરી પડે છે; પરંતુ તારા માટે તો વાંધો છેજ નહિ. રાજા જનકે જેમ સંસારમાં રહી શક્યા તેમ તું રહી શકીશ. કોઇપણ અસાધારણ

બાબત જુવાનીમાં જ સારી રીતે બની શકે છે, ને એ અવસ્થામાં યોગી તરીકે રહેવાનો વિચાર કોઇ પૂર્વના યોગભ્રષ્ટને જ આવી શકે છે. તેવા યુવાનોનું સંન્યસ્ત તે કેવળ લૌકિક શાંતિને માટે નથી હોતું પરંતુ અદ્દભુત આનંદમયી સદાની શાંતિ અર્થેંજ હોય છે તે શાંતિ તું મેળવી ચૂકયો છું પછી સંસારમાં નિર્લિપ્તપણે રહી શકીશ.”

“દાદા ! શું આપજ મને ખાડામાં નાખવા માગો છો ?”

“ના, બેટા. હું તને ખાડામાં નાખવા નથી માગતો. પરંતુ તને તારો ધર્મ સમજાવું છું. તારા પિતાનું રાજ્ય તને ટુંક સમયમાં મળનાર છે જેથી તારે રાજા તરીકે પ્રજારક્ષણની ફરજ બજાવવી પડશેજ.” મહાત્માશ્રીના આ આજ્ઞા ભરેલા ઉપદેશથી કુંવર મૌન રહ્યો આજ સમયે યોગિની કોઇ કારણસર ત્યાં આવી પહોંચી જેથી પોતાને ત્યાંથી ખસવાનો લાગ મળતાં રજા લેઇને ઉઠયો.

મહાત્માજી પાસેથી ખસ્યા બાદ ફૂલ વીણવાને બ્હાને બહારના ખુલ્લા ઉદ્યાનમાં તે ગયો. ત્યાં ફૂલ વીણતાં વીણતાં કંઇ વિધવિધ વિચાર તરંગો તેના મનમાં સ્ફૂરી ઉઠયા. તુરતજ કોણ જાણે તેને શું સૂઝયું કે પોતે નદીના તટપર આવ્યો. અહીં એક શીલા પર શાંત ચિત્તે બેઠા પછી તે પોતાના આત્મા સાથેજ બોલવા લાગ્યો, “મા ! શું તું મને પાછો ભવાનીપુર લઇ જઇશ ? હું તો તને

પ્રથમથીજ કહી ચૂકયો છું કે મારે રાજા થવું નથી છતાં તું શા કારણે તારી આ બધી લીલા વિસ્તારી રહી છે?" આમ પોતાના મન સાથે પાછો વિચાર કરતાં શીલાપરથી એકદમ ઉઠયો અને નદીના કીનારે કીનારે ચાલવા લાગ્યો. પોતે કયાં જાય છે અને શું કરવા માગે છે તે પોતેજ સમજી શકયો નહોતો. માત્ર ધૂનમાં ને ધૂનમાં ઝડપથી ચાલવા માંડયું.

આશ્રમમાં સર્વ પોતપોતાના ધ્યાન-ભજનમાં હતાં. રાણીના ખ્યાલમાં હતું કે કુંવર મહાત્માશ્રી પાસે છે જેથી તે પણ શાંતચિત્તે ધ્યાનમગ્ન હતી. આમ ત્રણ ચાર કલાકના સમયમાં તો કુંવરે ઘણો માર્ગ કાપી નાખ્યો. તેના જીવનમાં ચાલવાનો આ પ્રથમ પ્રયાસ હતો પરંતુ પોતાની બેફામ જેવી સ્થિતિમાં તેને તાત્કાલિક કશું ન લાગ્યું. બરાબર બપોરના સમયે તે વિશ્રાંતી લેવા નદી કંઠે બેઠો. થોડીવાર થાક લીધા બાદ સ્નાન કર્યું. અહીં ઘાટપર માણસોની અવરજવર હોવાથી નજીકમાં કોઇ ગામ હશે તેની ખાત્રી થઇ પરંતુ પોતાને ગામમાં તો જવું હતું નહિ; જેથી તે પોતાનું નિત્યકર્મ કરવામાં પ્રવૃત્ત થયો. ભગવતીનું ધ્યાન ધરતાં તેને સમાધિ ચઢી ગઇ.

કુંવરનો આ સમયનો દેખાવ કોઇ અલૌકિક હતો. બરાબર આજ સમયે આશ્રમમાં કુંવરની શોધ થવા લાગી. મહાત્માજી ધ્યાન ચઢાવી કુંવર કયાં છે તે નિહાળી લીધું.

સાથે સાથે પોતાના યોગવિદ્યાનો અમુક પ્રયોગ કર્યો. કુંવરને માટે રાણીને પ્રથમના જેટલી ચીંતા ન હોવાથી યોગિનીએ શાન્તવન આપ્યું અને મહાત્માશ્રીએ ધ્યાનમાં નિહાળેલ દૃશ્ય કહી સંભળાવ્યું.

કુંવર જે શીલાપર બેઠેલ હતો તે એકાએક જમીનથી અદ્ધર થઇ અને જેમ એક વિમાન ઉડે તેમ આકાશમાર્ગે ચાલવા લાગી. થોડા સમયમાં તો ઘણા ગાઉને દૂર બીજા કોઇ ગામ પાસે નદીના કાંઠા ઉપર હતી તેમ ગોઠવાઇ ગઇ !

સંધ્યાનો સમય થતાં કુંવર સમાધિમાંથી જાગ્રત થયો. સમાધિ અવસ્થામાં પોતે કયાંથી કયાં આવ્યો છે તેનો તેને ખ્યાલ ન રહ્યો. સંધ્યારતિનો ઘંટારવ સંભળાતાં તેને ખાત્રી થઇ કે 'નજીકમાં કોઇ મંદિર છે માટે લાવ દર્શન તો કરી આવું' આ વિચારે તે આવતા અવાજ તરફ ચાલવા લાગ્યો.

જે કુંવર પ્રથમ ગામમાં જવાની ઇચ્છા નહોતો જણાવતો તેનામાં આમ એકાએક ફેર થવાનું કારણ, તથા શીલાને ઉચકી બીજા સ્થળે લાવવાના કારણભૂતમાં આશ્રમના મહાત્માશ્રીજ હતા.

ગામથી થોડે દૂર નદી પાસે આવેલા આ મંદિરની નજીક આવતાં બોલાઇ રહેલી આરતિ ઉપરથી ખાત્રી થઈ કે, 'તે કોઈ માતાનું મંદિર છે.' પગથીયાં ચઢતાંજ

અષ્ટભુજાવાળી દુર્ગાદેવીની ભવ્યમૂર્તિ નિહાળતાં ભકત-હૃદયના કુંવરને અતિ આનંદ થયો. સંધ્યા સમયની આરતિનો મહાઆનંદ માતૃભકતો માટે મહામૂલોજ હોય છે! માતાના તરફ એકી નજરે નિહાળતાં કુંવર એટલો બધો લીન થઇ ગયો કે પોતે પોતાનું બાહ્ય ભાન ગુમાવી બેઠો. તે પ્રેમામૃતનું પાન કરતાં નાચવા કૂદવા લાગ્યો. મંદિરનો પુજારી વર્ગ તથા અન્ય જનોનું લક્ષ આ નવી આગંતુક વ્યકિત તરફ ગયું. તેના ભાવદર્શનને નિહાળતાં કોઇ વૃદ્ધ વ્યકિતએ પાસે ઉભા રહેલાને જણાવ્યું કે, "નાની ઉંમરમાં માનો કૃપાપ્રસાદ સારો મેળવ્યો છે. તે આપણા ગામનો તો નથી!"

"દુર્ગાગઢનાં એવાં ભાગ્ય કયાંથી હોય કે આવો દેવ જેવો પુરૂષ અત્રે મળે!" બીજી વ્યકિતએ જવાબ આપ્યો.

આરતિ સમાપ્ત થઇ ચુકી. અન્ય જનો પ્રસાદ લઇ ચાલ્યા ગયા રહ્યા માત્ર પેલા બે વાતચીત કરનાર અને પુજારી વર્ગ. હજુ કુંવરનો પ્રેમોન્માદ ઉતર્યો નથી. તે ઘડીકમાં ગાય છે તો ઘડીકમાં રડે છે તો ઘડીકમાં હસે છે. વાતચીત કરનાર વ્યકિતઓ કુંવર તરફ કેટલીક વાર નિહાળે છે તો કેટલીકવાર મંદિરના દરવાજા તરફ નિહાળે છે. જાણે કોઇના આવવાની રાહ જોતા ન હોય!

કુંવરનો પ્રેમોન્માદ ઉતરે તે પહેલાંજ મંદિરમાં બે સ્ત્રીઓ અને એક પુરૂષ આવી ચઢયાં તેમણે પ્રથમ માનાં

દર્શન કરી કુંવરને પ્રણામ કર્યા પરંતુ કુંવરને તેનું ક્યાં ભાન હતું?

આવનાર વ્યકિતઓ અન્ય કોઇ નહિ પરંતુ દુર્ગાગઢના મહારાજા શકિતસિંહ, મહારાણી પ્રતાપબા તથા કુંવરી દુર્ગાદેવીજ હતાં. પ્રથમ વાત કરનાર વ્યકિતમાં રાજ્યગોર તથા દુર્ગાગઢનો પ્રધાનજ હતો. તેમણેજ મહારાજાને માણસ મોકલી બોલાવ્યા હતા.

કુંવરનામાં મા પ્રત્યેનો આવિર્ભાવ છે તે કુંવરી દુર્ગાદેવી કળી ગઇ. તેણે પાણીનો પ્યાલો મંગાવી કુંવરના મુખપર છાંટ્યો કે તુરતજ કુંવરનો પ્રેમોન્માદ ઉતરી ગયો ને તે બાહ્ય ચેતનમાં આવ્યો. પોતે ક્યાં હતો? ને ક્યાં આવ્યો? તેનું એકાએક તેને સ્મરણ થયું. તે કાંઇક વિચાર લાગ્યો. તેની આ સ્થિતિ જોતાં કુંવરી બોલી ઉઠી, "પ્રભુ! આપ શા માટે ચીંતા કરો છો? તમોને અત્રે માતા દુર્ગાએજ તેડાવ્યા છે, નહિ તો અમારાં એવાં શાં ભાગ્ય હોય કે આપના દર્શન થાય?"

"હું જ્યાં દર્શન કરવાને હજુ લાયક નથી પછી દર્શન આપવાને લાયક તો ક્યાંથી હોઉ?" કુંવરે પ્રત્યુત્તર આપ્યો.

"ભલે આપ ન માનતા હો, પરંતુ અમારી દષ્ટિએ તથા સમગ્ર જગતની દષ્ટિએ માનો આવિર્ભાવ પામેલાઓ માનવ નહિ પરંતુ દેવજ હોય છે! તેમાં વળી આપ તો ભાવીના ભવાનિપુરના નરેશ છો. એટલે શાસ્ત્રકારોના મત પ્રમાણે રાજા એ દેવનો અંશજ છે."

'ભવાનિપુરના ભાવી નરેશ' આ શબ્દ સાંભળતાં કુંવર પોતે આશ્ચર્ય પામ્યો. 'મને ઓળખનાર આ કોણ ?' તેમ તેના મનમાં થવા લાગ્યું. ત્યાં ઉભાં રહેલ સર્વ જનોના મુખમાંથી પણ નીકળી ચુક્યું કે, "કોણ ? ભદ્રસિંહનો કુંવર !"

"હા, હા, તે કુંવર પોતેજ છે. અત્યારે કોઇ અલૌકિક રીતે આ દેવ આપણે આંગણે પધારેલ છે." કુંવરીએ સ્પષ્ટ જણાવ્યું.

કુંવરી દુર્ગાદેવીનું જ્ઞાન અઘાત હતું. સર્વ કોઇને તેના વચનપર વિશ્વાસ હતો. મહારાજાએ કુંવરને રાજ્ય-મહેલમાં પધારવા જણાવ્યું. કુંવરની અનિચ્છા છતાંએ તેના પગ સર્વની સાથે ઉપડયા.



# પ્રકરણ ૮ મું



## દેવ-દેવી

એક છતાં પણ અનેક રૂપે અકળ કળા મા કરી રહી,
જેમ જુઓ તેમ તે સ્વરૂપે જ્યાં ત્યાં વિલસી રહી.
પુરૂષ કે પ્રકૃતિ રૂપે જે ધ્યાનમાં તે સમી રહી,
એજ બ્રહ્મ એજ શકિત 'માઈ' રૂપે રમી રહી.

\+ + +

દેવ કહો કે દેવી કહો પણ તે એકજ માનાં સ્વરૂપ છે. ચિદ્‌શકિત અને વેદાંતીઓના બ્રહ્મ વચ્ચે કશો ભેદ નથી. તે જ્યારે નિષ્ક્રિય અથવા કાર્યમાં નિર્લિપ્ત હોય ત્યારે આપણે તેને બ્રહ્મ કહીએ છીએ ને જ્યારે તે કાર્ય કરે છે ત્યારે આપણે તેને શકિત કહીએ છીએ. જ્યાં જ્યાં નામ અને રૂપ છે ત્યાં ત્યાં તો પ્રકૃતિનુંજ ઐશ્વર્ય જોવામાં આવે છે. આથીજ આપણે તે બ્રહ્મને માઈરૂપે રમી રહેલ નિહાળીએ છીએ. સીતાએ હનુમાનને કહ્યું હતું કે, "હે વત્સ! હું એક રૂપે સીતા છું તેમ એક રૂપે રામ પણ છું."

અર્ધનારિશ્વર દેવતાનું પણ સ્વરૂપ જેમ અડધું પુરૂષનું અને અડધું સ્ત્રીનું છે તેમ જગતમાં શાસ્ત્રકારોએ પુરૂષનું અર્ધું અંગ સ્ત્રીનું માનેલું છે. સ્ત્રી વિના ધર્મ-કાર્યો થઇ શકતાં નથી. શ્રી રામચંદ્રજીએ સીતાજીની ગેરહાજરીમાં કરેલ જગદંબાના યજ્ઞ સમયે સોનાની સીતા કરીને સાથે બેસાડી હતી જગતમાં પુરૂષ પ્રકૃતિની બેલડી અનાદિકાળથીજ ચાલતી આવેલી છે.

× × ×

"દેવ ! આપ કયા કારણે સંસાર પ્રત્યે અનુરાગ દર્શાવો છો ?"

"દેવી ! સંસાર એ અસાર છે સ્ત્રી-સંતાનની મોહજાળમાં ફસાતાં માનવ ભગવતીને ભૂલી જાય છે."

"ત્યાંજ આપની ભૂલ થાય છે. સોનાની કીંમત કસોટીએ ચઢતાંજ આંકી શકાય છે. સ્રી એ મોહજાળમાં ફસાવનાર નથી પરંતુ મોહથી મુકત કરાવી સદ્માર્ગે ચઢાવનાર શકિત છે."

"ભલભલા મુનિવરોને ચળાવનાર સ્ત્રી ખુદ માયાનો અવતાર છે પછી મોહથી મુકત ક્યાંથી કરાવે ?"

"સ્રીને માયાનો અવતાર ન માનો. તે તો સાક્ષાત્ જગદંબાનો અવતાર છે. રામની સાથે સીતા, પાંડવો સાથે દ્રૌપદી, કૃષ્ણ સાથે રાધા એ દરેક પુરૂષરૂપી બ્રહ્મ સાથે પ્રકૃતિ હાજરજ રહેલી છે. પ્રકૃતિથી જ પુરૂષ ઓળખાય

છે. અગ્નિમાંથી તેની દાહકશકિત જતાં તે અગ્નિ નહિ પણ કોલસો કહેવાય છે."

"દેવી! આપનું કહેવું યથાર્થ છે. મારી ભૂલ મને જણાઇ. જો સ્ત્રી પૂર્ણ સહચારિણી, અને સહધર્મિણી હોય તો ભવસાગર તરવામાં એક સઢરૂપી તેણી ગરજ સારે છે. તમે જીત્યાં અને હું હાર્યો. બસ આપને હવે શાંતિ વળીને ?"

"હાર-જીતનો પ્રશ્નજ નથી. ફકત આપ ઉદાસીનતા સેવી રહ્યા છો તેનું કારણ સમજાવવાજ આટલો શ્રમ આપને આપેલ છે."

"મારી ઉદાસીનતા તો કયારે ટળશે કે આપના પિતાશ્રી મને અત્રેથી રજા આપશે ત્યારે."

"આપ અત્રેથી કયાં જવા માગો છો ?"

"પાછો આશ્રમમાં."

"કેમ ?"

"એક જનનીનું હૃદય દુભવી નીકળેલો દુષ્ટ પુત્ર ત્રણે લોકમાં ગમે ત્યાં જશે, પરંતુ ત્યાં તેને શાંતિ મળતીજ નથી. મને તેનો અનુભવ થઇ ચુકયો છે જેથી હું મારી એ માતા પાસે જઇ આશ્રમમાંજ રહેવા માગુ છું."

"આપની ઇચ્છા છે તો હું પિતાજીને વાત કરીશ. તે આપને પહોંચાડવાનો પ્રબંધ કરી આપશે." વાર્તાલાપ કરનાર બંને જણાં છુટાં પડયાં.

કુંવર ભગવતસિંહ દુર્ગાગઢના રાજ્યમહેલમાં થોડાક દિવસથી રહેલ છે. રાજા શકિતસિંહ, પ્રતાપબા અને

કુંવરી તેની શ્રુસેવામાં તત્પર રહે છે, છતાં કુંવરનું દીલ ગોઠતું નથી. ઉપર જે વાર્તાલાપ થઈ ગયો તે કુંવરી દુર્ગાદેવી અને કુંવર વચ્ચેનો જ હતો. આ ત્રિપુટીને ભગવતી દુર્ગાની પ્રેરણા થઇ ચૂકી હતી કે, આવેલ કુંવર મેંજ મોકલ્યો છે ને તે મારી પુત્રીનો ભાવિનો ભરથાર છે. ભકત બાલુડાંનું એ દેવ દેવીનું જોડલું છે."

મહારાણી પ્રતાપબા પ્રથમ તો ભગવતસિંહ સાથે પોતાની પુત્રીનો સંબંધ બાંધવા માટે ઇચ્છા દર્શાવતી નહોતી જગતમાં ધારો છે કે માતા હંમેશાં પોતાની પુત્રી માટે ઘર—બાર સાધન સંપન્ન નિહાળે છે. જ્યારે પિતા પુત્રી માટે યોગ્ય ગુણવાન વર છે કે નહિ તે નિહાળે છે.

ભગવતસિંહનું રાજ્ય મંત્રી પચાવી પડેલ છે, તે જાણ્યા છતાંયે મહારાજાની તો પ્રથમથીજ ઈચ્છા હતી કે દુર્ગાનું પાણીગ્રહણ કરાવી ભગવતસિંહને અત્રેજ રાખવો. પોતાને અન્ય સંતતિ ન હોવાથી તેનો આ વિચાર હતો.

કુંવરી દુર્ગાની ઇચ્છા તો આજ સુધી જીવનપર્યંત કૌમારવ્રત પાળવાનીજ હતી તેથી જ્યારે જ્યારે તેની માતા લગ્ન સંબંધી વાત છેડતી ત્યારે ત્યારે તેણી પોતાના વિચારો સ્પષ્ટ દર્શાવી દેતી હતી. ભગવતસિંહનું અચાનક દુર્ગાગઢમાં આગમન થયા પછી ભગવતી દુર્ગાએ કુંવરીને પ્રેરણાની સાથે લગ્ન કરવાની પણ ગુપ્ત આજ્ઞા કરેલી હોવાથીજ તેણીએ કુંવર સાથે સંસારના પ્રશ્ન સંબંધી વાત ચર્ચી હતી.

જ્યારે આ ત્રિપુટીના વિચાર લગ્ન સંબંધના હતા, ત્યારે કુંવરના હૃદયમાં તો તેની સહજ પણ ગંધ નહોતી. તેને તો માત્ર પોતાની જનની પાસે આશ્રમમાં જવાનીજ તાલાવેલી લાગી હતી. પોતાને જવાનું કુંવરી સાથે કહેવડાવ્યા છતાંએ કાંઇ પ્રબંધ ન થયો જેથી રાત્રીએ ગુપ્ત રીતે ચાલ્યા જવાનો વિચાર તેણે નક્કી કર્યો.

આજે અમાવાસ્યાની અંધકારમય રાત્રી પોતાની કાળી પીછોડી જગતપર છાઇ રહી હતી. રાજ્યમહેલમાં પહેરેગીર સિવાય સર્વ નિંદ્રાદેવીના શરણે હતા. રાત્રીનો એક વાગ્યો. બરાબર આજ સમયે કુંવરે પલંગમાંથી ઉઠી ચાલ્યા જવાનો પ્રયાસ આદર્યો. શયનખંડ વીતાવી અટારીમાં આવ્યો. નીચે જવા માટે દાદરનું એક પગથીયું ઉતર્યો ન ઉતર્યો ત્યાં તો પાછળથી તેના ખભાપર બે હસ્ત અચાનક પડી તેને થંભાવ્યો. પાછું નિહાળ્યું પણ કોઇ દેખાયું નહિ. પોતાને ભ્રમ થયો છે તેમ માની પાછો એક પગથીયું ઉતર્યો ત્યાં ફરીથી તેમ થયું. ફરી જોતાં પણ કોઇ ન જણાયું. છતાં ત્રીજુ ઉતર્યો એટલે ફરી પાછા હસ્ત પડયા. આ સમયે તો તે રોકનારના હસ્ત પોતાના ખભાપરથી તે પકડી શકયો, પરંતુ નજરે તો નિહાળી ન શકયો. “મને રોકનાર કોણ છે ?” ઘણુંજ ધૈર્ય એકઠું કરી કુંવરે પ્રશ્ન કર્યો.

“રોકનાર બીજું કોણ હોય ? મૂર્ખ ! જા, પાછો જા. તારી જનની અહીંજ તને મળશે.”

"તમે કોણ છો ? જે હો તે હાજર થાઓ. આ જગતમાં બધાં મને ફસાવવા જ માગે છે માટે હું મારી માતા ભદ્રકાળીના સિવાય અન્યની આજ્ઞા માનનાર નથી."

"બેટા ! શાંત થા. બરાબર નેત્રો ખોલી નિહાળ. જો, જો, હું તેજ તારી ભદ્રકાળી માતા છું." છેલ્લા શબ્દો નીકળતાં દિવ્ય પ્રકાશ ત્યાં ફેલાઇ ગયો. ને તે તેજમાં જગદંબાના દર્શન થતાં કુંવર માના ચરણે પડયો. "મા ! મા ! ! મા ! ! !"

કુંવર વધુ ન બોલી શકયો. મા અદ્દશ્ય થઇ ગઈ ! કુંવર આજ્ઞા પ્રમાણે પાછો ફર્યો ને પલંગમાં જઇ સૂઇ ગયો માની કેટલી બધી કૃપા તેના ભકતજનો ઉપર હોય છે ! જે જગતમાતાની સહજ પ્રેરણાથીજ આખી સૃષ્ટિનો ક્રમ ચાલે છે તે માતા ભકત માટે જાતે પણ પધારે છે. કુંવરના હૃદયમાં ભગવતી પ્રેરણા કરીને પણ તેના વિચાર ફેરવી શકત પરંતુ ભકતનો દઢાગ્રહ હોવાથીજ ભગવતીએ પધારીને દર્શન આપ્યાં. કુંવરીએ તેના પિતાને ભગવતસિંહના જવાની વાત કરેલી નહિ તેનું કારણ એટલુંજ હતું કે, જે લીલા બનવાની છે તેનો તેને ભાસ થઇ ચૂકેલ હતો પછી શા માટે ચીંતા કરે !

પ્રાતઃકાળ થતાં કુંવર આજે ઘણુાજ ખુશમિજાજમાં જાગ્રત થયો. તેના મુખપર આનંદ ફરકી રહેલો જોતાં કુંવરીના માતપિતા અતિ આનંદિત બન્યાં. બપોરના સમયે શાંતિથી બધાં સાથે બેસતાં શકિતસિંહ કુંવરના લગ્ન સંબંધીની ચર્ચા કરી, વાત સાંભળતાં કુંવર આશ્ચર્ય

પામ્યો ને મનમાંજ બબડયો "મા! શું તું પણ આમ ઠગવા બેઠીને ?" તેના આ ગુપ્ત પ્રશ્નનો ઉત્તર બીજા ખંડમાં બેઠેલી દુર્ગાએ ત્યાં આવીને આપ્યો કે "મા! ઠગણી નથી પરંતુ માનવનું મન ઠગણું છે."

આમ એકાએક કુંવરી આવીને જે બોલી તેનો અર્થ તેના માતા પિતા સમજી ન શકયાં પરંતુ કુંવર સમજી ગયો. તે મનમાંજ બોલ્યો કે, 'આ એક માનું રત્નજ છે' "મનની વાત જાણનાર મહાદેવી પધારો." આમ કહેતાં કુંવરે ઉઠીને તેનું સ્વાગત કર્યું.

બન્ને વચ્ચે થયેલ વાતચીત પરથી તેમની રૂબરૂમાં જ લગ્નની વાત આડકતરી રીતે રાણીએ ચર્ચી. બન્નેએ મૌન સેવ્યું. જેથી માત-પિતા તેમનું અનુમોદન છે તે સમજી ગયાં. કુંવર ભગવતસિંહ કાંઈક વિચાર આવતાં બોલવા જતો હતો તે પહેલાં જ બારણા તરફથી અવાજ આવ્યો, "બેટા! માતાની ગેરહાજરીમાં આમ એકાએક લગ્ન કરી ન બેસતો!" અવાજ તરફ સર્વનું લક્ષ ગયું ત્યા તો ભગવાં વસ્ત્રાધારિણી યોગિનીનાં દર્શન થયાં. ડુસકો મારતો કુંવર તે તરફ જઇ તેના ચરણોમાં પડયો. "માતા! મારા અપરાધને ક્ષમા કર! કહે કહે મારી જનનીને લાવી દ્યું ?"

"ઉઠ બેટા! શાંત થા. જગતમાં પુત્ર કપુત થાય પણ માતા કદી કુમાતા થતી નથી. પુત્ર માતાનો ત્યાગ કરે છે પરંતુ માતા પુત્ર વિના કદી રહી શકતી નથી. તારી જનની હમણાં આવે છે."

યોગિનીનો સર્વેએ સત્કાર કર્યો. આ રહસ્ય શું છે તે કુંવરી સિવાય અન્ય કોઈ ન કળી શક્યું. યોગિનીને પ્રતાપબાએ ઓળખી લીધી તે પોતાના પતિ પ્રત્યે એકદમ બોલી ઉઠી, "પ્રભુ! ભવાનીપુરનાં ભદ્રકાળીએ દર્શન જતાં લૂંટારાના હસ્તેથી અમોને ઉગારનાર આજ મહંમાયા હતા. !"

"સર્વેએ યોગિનીના ચરણમાં પડી પ્રણામ કર્યા. શક્તિસિંહ આજે પોતાનું અહોભાગ્ય સમજવા લાગ્યો. કોઇ બોલે તે પહેલાં યોગિની બોલી, "રાજન્! આ ગોઠવેલું લગ્ન ક્યારે કરો છો ?"

"મા ભગવતીની ઇચ્છા થાય ત્યારે." રાજાએ ટુંકો પ્રત્યુત્તર આપ્યો.

"તેની ઇચ્છાથીજ સર્વ અત્રે ભેગાં થાય છે ને દેવ–દેવીનું જોડું જોડાશે." આમ બોલતાં એકાએક મહાત્માશ્રી અંદર આવતા જણાયા. તેમની સાથે કુંવરની માતા રાણી વિજયવંતી અને દાસી પણ હતી.

સર્વ મળ્યાં. મહાત્માશ્રીએ બધો ખુલાસો કરી નાખ્યો. બીજેજ દિવસે લગ્ન નક્કી કર્યું.

માનાં બે બાળકો માની કૃપા–દયા ને ઇચ્છાએ લગ્ન-ગ્રંથીથી બીજે દિવસે જગતની દષ્ટિએ જોડાયાં. દુર્ગાગઢમાં જ્યાં ત્યાં ચર્ચા થઇ રહી કે, 'દેવી જેવી કુંવરીને દેવ મળ્યા.'



# પ્રકરણ ૯ મું

## માનું મણિપુર

न तस्य दुर्लभं किंचित्कदाचित्कचिद्स्ति हि ।
देहान्ते तु मणिद्वीपं मम यात्ये व सर्वथा ॥

ભગવતી જગદંબા ભગવતી ગીતામાં સ્વમુખે જણાવે છે કે, "મારા ભકતને કોઈપણ સમયમાં કે કોઈપણ સ્થળમાં કાંઈ પણ દુર્લભ રહેતું નથી અને દેહનો નાશ થયા પછી મારૂં રહેવાનું સ્થાન જે મણિદ્વીપ છે તેના વિષે સર્વથા તેને પ્રાપ્તિ થાય છે."

+ + +

માનુ પુજન કરનાર, માના ભકતો મા મય બની જાય છે. તેઓ જગતમાં દેવ તરીકે પુજાય છે ત્યાર બાદ માના મણિપુરમાં તેમનો વાસ થાય છે.

માનો લાડીલો ભકત ભગવતસિંહ અને દુર્ગાદેવી લગ્નગ્રંથીથી જોડાયાં. ત્યાર બાદ મહાત્માશ્રીની આજ્ઞાથી તેઓ ત્યાંજ રહ્યાં અને મહાત્મા-યોગિની પોતાના આશ્રમમાં પાછાં ફર્યા. રાણી વિજયવંતી તથા દાસીને

મહાત્માશ્રીની સાથે જવાની ઇચ્છા હતી પરંતુ આજ્ઞા ન હોવાથી તેમને દુર્ગાગઢમાંજ રહેવું પડયું.

જુદા મહેલમાં ભગવતસિંહ પોતાના કુટુંબ સાથે રહેવા લાગ્યો. સંસારની ધુસળીએ જોડાયા છતાં તેઓ બન્ને પતિ-પત્ની સંસારથી નિર્લિપ્તજ હતાં. આજના યુવાનોના જેવો તેમનો દેહ સંબંધ નહોતો, પરંતુ સાચો આત્મિય સંબંધ હતો.

દુર્ગાગઢમાં રાજકુંવર છે અને ત્યાં તેનાં લગ્ન પણ થઇ ગયાં છે આ સમાચાર થોડા દિવસમાં ભવાનીપુર અને માનગઢમાં પણ પહોંચી ગયા. ભવાનીપુરના મંત્રીજી તે સમાચાર સાંભળતાં પોતાનું સર્વસ્વ જીવન હારી ચૂકયો હોય તેમ હતાશ થયો ત્યારે માનગઢની મહારાણી સરયૂ પોતાની જીવનબાજી જીતવાની તૈયારીમાં હોય તેમ માની આનંદ પામવા લાગી.

આશ્રમમાંથી છુટા પડયા પછી સરયૂ માનગઢમાં આવીને શાંત બેસી રહી નહોતી. તેણી ભવાનીપુર સાથે સમય આવે યુદ્ધના મોરચા માંડવા તત્પર બની રહી હતી. તેણીએ લગ્નના સમાચાર જાણ્યા બાદ એક કાસદને પત્ર આપીને ભવાનીપુર રવાના કર્યો.

જ્યારે સરયૂ આ પ્રમાણેની તૈયારી કરી રહી હતી ત્યારે ભવાનીપુરનો દુષ્ટ મંત્રી હજુ પણ પોતાની દુષ્ટતાનો ત્યાગ કરવા માગતો ન હતો. તેને પ્રથમ જ્યારે કુંવર એક શત્રુ હતો

ત્યારે હવે તો માનગઢ અને દુર્ગાગઢ આમ બે શત્રુ વધારાના ઉભા થયા. ત્રણે શત્રુઓને સામનો કરવાનું લઢાયક બળ તેની પાસે નહોતું તે તો માત્ર છળકપટજ રમી જાણતો હતો.

ભવાનીપુરની પ્રજામાં પણ કુંવરની હયાતીના અને દુર્ગાગઢમાં લગ્ન થઇ ચૂકયાના સમાચાર ફેલાતાં મંત્રી વિરૂદ્ધ સામનો કરવા પ્રજા તૈયાર થઇ. માત્ર તેમને તો કોઇ મુખ્ય નાયકની જરૂર હતી.

આમ ચાર ચાર શત્રુઓ ઉભા થવા છતાં મંત્રીનો હૃદયપલટો નજ થયો.

જે ભગવતી ભગવતસિંહને માટે આટલી બધી કાળજી રાખે છે તે મંત્રીજીનો તુરત નાશ કેમ નથી કરતી આ વિચાર કદાચ આપણને સ્ફુરશે પરંતુ માની લીલા ન્યારી છે. દાનવોનો નાશ મા પલવારમાં કરી શકે તેમ હતી છતાં પણ તેણે યુદ્ધના મોરચા માંડયા હતા. માને તો દેવ અને દાનવ બંને પુત્રો એક રીતે સરખા છે. મા એકલા દેવોની છે અને દાનવોની નથી તેમ નથી. કપુત પાકેલા પુત્રને મા પ્રથમ તેની દુષ્ટતા માટે સમજાવે છે તે છતાં જ્યારે તે ન માને ત્યારેજ તેના પર કોપ કરે છે. મહિષાસુર આદિ દાનવોને પ્રથમ માએ સમજાવ્યા હતા કે, "તમે તમારે પાતાળમાં ચાલ્યા જાવો ને દેવોને ન દુભો." છતાં દાનવોએ તે ન માન્યું ત્યારેજ માએ યુદ્ધ આદર્યું. યુદ્ધ આદરવાનો પણ હેતુ એ છે કે માનો સ્પર્શ થતાં તે દાનવો છેવટે પણ મોક્ષ-

ધામમાં પહોંચે છે. આજ કારણથી માને પરમ દયાળી આપણે કહીએ છીએ.

મંત્રીજી પ્રપંચી પાસા નાખવાના વિચારમાં બેઠા છે તે સમયે તેમનો ખાનગી માણસ કોઇ વિચિત્ર મનુષ્યને લઇને દાખલ થયો.

"મહારાજ! આ માણસ હાથ લાગેલ છે ને તેને તમામ સમજણ પાડેલ છે." આવનાર ખાનગી માણસે જણાવ્યું.

"કેમ તમે ધારેલું કામ કરી શકશો ને?" મંત્રીજીએ પેલા માણસને પ્રશ્ન પૂછ્યો.

"જી, હા. તમને અમારા કાપાલિકોની વિદ્યાનો અનુભવ નથી. એટલે શું કહું? પરંતુ તમારૂં કામ ફત્તેહ થાય તોજ ઇનામ આપજો."

"કેટલા દિવસમાં થશે?" મંત્રીએ પ્રશ્ન કર્યો.

"માત્ર ચોવીસ કલાકમાં ને તે પણ અહીં આપના મકાનમાં બેસીને."

"તેની ખાત્રી શી? સેંકડો ગાઉ પરની વાત માન્યામાં કેમ આવે?"

"ખાત્રી એજ કે તમારા શત્રુનું માથુ અહીં તમારા ચરણમાં મારો સાધેલો પીશાચ લાવીને રજુ કરશે."

મંત્રીજીને કાપાલિકના વચનપર વિશ્વાસ બેઠો. કાપાલિકને ખાનગી ઓરડામાં તેની ક્રિયા કરવા માટે બેસાડવામાં આવ્યો. બહારના ખંડમાં મંત્રીજી એકલા

બેઠા. ત્રણેક કલાક થયા ત્યાં તો કાપાલિકવાળા ખંડમાં ભયંકર અવાજ થતાં કોઇએ ભયંકર ત્રાડ નાખી હોય તેમ જણાયું. મંત્રીજી પ્રથમ ગભરાયા પરંતુ કુતૂહુલ જાણવા માટે ધીમે ધીમે તે ઓરડા નજીક ગયા. ને કાન માંડીને સાંભળવા લાગ્યા

"મને કેમ બોલાવ્યો ?"

"એક કામ કરવા."

"શી આજ્ઞા છે ?"

"દુર્ગાગઢમાં કુંવર ભગવતસિંહ કરીને વ્યકિત છે તેનો નાશ કરી તેનું મસ્તક તુરત લાવ."

"મારાથી તે નહિ બને ?"

"કેમ ? કાલ સુધી તું સેંકડો માથાં લાવ્યો છું ને આજે કેમ નહિ બને ? બોલ, જલદી બોલ નહિ તો બાળીને ભસ્મ કરી દઉં છું."

"હવે તું મને બાળી શકનાર નથી. તેં ભયંકર ભૂલ કરી છે. જેનું તું મસ્તક લાવવા માગે છે તે ભગવતીનો પરમ ઉપાસક છે. તેનું રક્ષણ ભગવતી કરે છે માટે હજુ ચેત નહિ તો તારો નાશ થશે."

"હું તને આજ્ઞા કરૂં છું માટે તું તારે કામ કર."

"ફરી કહું છું કે હજુ ચેત."

"નહિ, નહિ, તારે જવુંજ પડશે."

"દુષ્ટ ! લે તારી કરણીનાં ફળ ભોગવ." આ શબ્દ નીકળતાં ભયંકર અવાજ થયો તેની સાથે અંદરથી "મરી

ગયો ઓહ !" આટલા શબ્દો બહાર આવ્યા ન આવ્યા ત્યાં તો બહાર ઉભેલા મંત્રીજી પણ ધબ દઈને નીચે પડયા. તેમના પડવાની સાથે તેમનો પણ પ્રાણ નીકળી ગયો. એકી સાથે બંને દુષ્ટોનો આમ નાશ થઈ ગયો. અંદર ભયંકર અવાજ કરનાર પિશાચ અદૃશ્ય થઇ જતાં અગ્નિના ભડકા નીકળી ચૂકયા, તે ભડકાથી આખો મહેલ જોત-જોતામાં ઝડપાઇ ચૂકયો.

મહેલ લાગતાં મંત્રીજીનો કુટુંબ પરીવાર નાસવા લાગ્યો. નોકર ચાકરો દોડી આવ્યા, પરંતુ દૈવી કોપ આગળ કોઇથી એ આગ હોલવાઇ નહિ. બંને દુષ્ટોનાં શબ પણ અંદરજ ભસ્મિભૂત થઇ ગયાં. આખા ભવાનીપુરમાં હાહાકાર વર્તાઇ ગયો ! સર્વ કોઇ સમજ્યા કે, "મા ભદ્રકાળીનો કોપ મંત્રીપર ઉતરી પડયો !"

માનગઢથી નીકળી ચુકેલો કાસદ ભવાનીપુરમાં બરાબર આજ સમયે આવી પહોંચ્યો. ભદ્રકાળીનો મંત્રીપર થયેલો કોપ જાણતાં તે મારતે ઘોડે પાછો માનગઢ ગયો. સર્વ સમાચાર મહારાણી સરયૂને કહી સંભળાવ્યા. રાણી સરયૂ પણ આ તક જોઇ થોડાક ચુંટી કાઢેલા માણસો સાથે ભવાનીપુર તરફ પલાયન થઇ. તેના પવનવેગી ઘોડાઓ પોતાના સ્વારોને લઇને ભવાનીપુરમાં દાખલ થઇ ગયા. સરયૂ સીધી રાજદરબારમાં પહોંચી. તેના એકાએક ઓચીતા હુમલાથી સેનાપતિ ગાભરો બની ગયો. પ્રથમ

તો તે સમજ્યો કે સરયૂ ભવાનીપુર પરનું વેર વાળવા આવી છે પરંતુ જ્યારે સરયૂએ રાજદરબારમાં આવી 'મહારાજા ભગવતસિંહની જય' બોલાવી ત્યારેજ સેનાપતિને તથા અન્ય પ્રજાને શાંતિ થઈ.

સરયૂએ પોતાના વિચારો સેનાપતિને જણાવ્યા. તે રાત્રી તેણી ભવાનીપુરમાં રહી બીજે દિવસે પ્રાતઃકાળે ભવાનીપુરના મુખ્ય નગરજનો અને અમલદારો સહ દુર્ગાગઢના રસ્તે પડી.

બીજા દિવસે સાંજના સમયે સરયૂ સર્વ સાથે દુર્ગાગઢમાં આવી પહોંચી. પ્રથમ રાણી વિજયવંતિને મળી સર્વ બીના તેણે સમજાવી. પ્રજાજનો કુંવર ભગવતસિંહના ચરણોમાં નમી પડી પ્રાર્થના કરવા લાગ્યા કે, "અમારા દેવ ! અમારા અપરાધોની ક્ષમા કરી આપના રાજ્યમાં પધારો."

"મારા બંધુઓ ! રાજ્ય મારૂં નથી પણ આપનું છે. આપ તેને સંભાળો. મારી રાજા થવાની ઇચ્છાજ નથી." કુંવરે પોતાનો મનોવિચાર જણાવ્યો.

રાજા-પ્રજા વચ્ચેની આ પ્રમાણેની વાટાઘાટ થતી હતી તેમાં રાણી વિજયવંતી વચ્ચે પડી. "બેટા ! માની આજ્ઞા માનતો હોય તો હમણાં ભવાનીપુર ચાલ."

માતૃઆજ્ઞાથી મૌન બનતાં કુંવર કુટુંબ સાથે ભવાનીપુર આવવા તૈયાર થયો. બીજે દિવસે દુર્ગાગઢથી વિદાય લીધી. રસ્તામાં આશ્રમની મુલાકાત લેતાં મહાત્માજી અને યોગિની પણ ભવાનીપુર આવ્યાં.

પોતાના દેવ જેવા રાજાને નિહાળતાં પ્રજા હર્ષઘેલી બની. માતૃમંદિરે ભદ્રકાળીનાં દર્શન કરી કુંવર ઘણા વર્ષે પોતાના રાજમહેલમાં આવ્યો.

રાજ્યગાદીએ ન બેસવાનો તેનો જે દૃઢાગ્રહ હતો તે મા–ભદ્રકાળીએ રાત્રે સ્વપ્નદ્વારા આજ્ઞા કરી તોડી નંખાવ્યો. બીજે દિવસે કુંવર ગાદીએ બેઠો અને માતા ભદ્રકાળીની જય સાથે મહારાજા ભગવતસિંહની જયના નાદો સર્વ દીશાએ ગાજી રહ્યા.

ભગવતસિંહના ગાદીએ બેઠા પછી મહારાણી સરયૂએ માનગઢ અને મહારાજા શકિતસિંહે દુર્ગાગઢ આમ બન્નેએ પોતાનાં રાજ્યો ભગવતસિંહને સોંપ્યાં. ભવાનીપુર, માનગઢ અને દુર્ગાગઢ તે ત્રણેય એકત્ર રાજ્ય બન્યું અને તેના ઉપર મા ભગવતીનો ભગવો ઝંડો ફરકી રહ્યો.

સરયૂ અને પ્રતાપ–શકિતસિંહ મહાત્માશ્રીની સાથે આશ્રમમાંજ રહીને પોતાનું શેષ જીવન ભગવતી ભજનમાં વીતાવવા લાગ્યાં.

મહારાજાશ્રી ભગવતસિંહ થોડા સમય રાજ્યશાસન ચલાવ્યા બાદ ત્રણે રાજ્યોની વ્યવસ્થા પોતાની પ્રજામાંથી અમુક માણસોને ચુંટી કાઢી તેમને સોંપી. ત્રણે રાજ્યની ગાદીપર ભગવતી–શકિતની પાદુકા રાખવામાં આવી.

રાજ્ય કારભારમાંથી નિવૃત્ત થતાં મહારાજા ભગવ-

તસિંહે મહાત્માશ્રીના આશ્રમ સાથે સુંદર વિશાળ આશ્રમ બાંધી તેનું નામ "માનું મણિપુર" રાખ્યું. પોતે પણ ભવાનીપુરથી માના મણિપુરમાં આવી સમસ્ત જીવન ભગવતીના ધ્યાન-ભજનમાં દેવાંશી દુર્ગાદેવી સાથે વીતાવવા લાગ્યા.

જેમ કસ્તુરીની સુગંધ ચોમેર પ્રસરી રહે છે તેમ માના મણિપુરમાં થતાં ધ્યાન-ભજનની વાત અન્ય ભકત સાધુ-સંતોમાં થોડા સમયમાં પ્રસરી ગઇ અને અનેક ભકતવૃંદો માના મણિપુરમાં આવીને રહેવા લાગ્યાં. ભગવત દુર્ગાએ સાધકોની શુસેવા કરવામાં પોતાનું જીવન પસાર કર્યું.

મા-ભગવતીએ તેનાં વહાલાં બાલુડાં ભગવત-દુર્ગાને પૃથ્વીપર જન્મ આપ્યાનું સાર્થક કરાવ્યું.

**ધન્ય હો ભગવતીના ભકતજનોને!**



## 'માઇ' નામ–મંત્ર મહાયજ્ઞ

**નામ–મંત્ર સંખ્યા ૧૩ કરોડ**

**પ્રારંભ:**– સં. ૧૯૯૪ આસો સુદ ૭ ને શુક્રવાર

**પૂર્ણાહુતિ:**– સં. ૧૯૯૭ આસો માસ

યજ્ઞની પૂર્ણાહુતિના પ્રસંગે તન, મન, ધનથી સેવા કરો.

**શ્રી શક્તિ સાહિત્ય મંદિર, સ્ટેશનરોડ–નડિઆદ**

---

**સેવાભાવી મુખ્ય પ્રચારકઃ–**

**પંડ્યા નર્મદાશંકર મુળશંકર,** રાયપુર–**અમદાવાદ**

**શાહ સોમચંદ અંબાલાલ ઘડીયાળી**

ઢાલનીપોળ, કમાનવાળીપોળ–**અમદાવાદ**

**પુરસોતમ છોટાલાલ કન્ટ્રાકટર**

કાળપુર–પડાણુવાડા ઘ. નં. ૧૬૮૦–**અમદાવાદ**

અમદાવાદના અન્ય પ્રચારકો ગ્રાહકો તેમજ બીજા અન્ય બંધુઓને મંદિર સંબંધી જે કંઇપણ કાર્ય હોય તેને માટે શાહ સોમચંદભાઇને મળવું

**ઠક્કર ભાયાલાલ લલ્લુભાઇ**

ભગાનાતળાવ લાઠીઆના ડેલા પાસે–**ભાવનગર**

**મહેતા હીરજીભાઇ ભાઇશંકર**

શ્રી આનંદકુંજ હિંદુ લૉજ–**વઢવાણકેમ્પ**

**જાની અમૃતલાલ પ્રલ્હાદજી** ગોયાફળી–**વીરમગામ**

**હીંમતલાલ છોટાલાલ પરીખ,** ઘોળીકુઇ–**પેટલાદ**

**વિશ્વનાથ જેશંકર ઠાકર,** રણછોડલાઇન–**કરાંચી**

